# શ્રી વીર પદ્યાવલી



મુનિ વીર

ॐ

# શ્રી વીર પદ્યાવલી

રચયિતા

લીંબડી સંપ્રદાયના જૈનાચાર્ય પૂજ્ય

શ્રી નથુજી સ્વામીના શિષ્ય પૂજ્ય શ્રી ગુલાબચંદ સ્વામી તદનુજ

મુનિ વીર

પ્રકાશક

રાય બહાદુર શાહ વીરજી ડાયાભાઈ

તથા ભાઈ ડુંગરશી ડાયાભાઈ

મૂલ વતન: કચ્છ-સમાઘોઘા :: હાલ રંગુન તથા મુંબઈ

આવૃત્તિ ૧ લી : પ્રત ૫૦૦

વિ. સંવત ૧૯૯૭ : વીર સંવત ૧૯૬૭

શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રી. પ્રેસમાં પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું. સલાપોસ રોડ-અમદાવાદ.

કિંમત : વાંચન, મનન, પરિશીલન

## તીર્થસ્વરૂપ, પરમ પૂજ્ય માતુશ્રી વેજબાઈની પવિત્ર સેવામાં

**પૂજ્ય માતુશ્રી,**

આપશ્રી સરલ સ્વભાવ, શાન્ત પ્રકૃતિ અને પરોપકારી જીવન આજે ૭૭ વર્ષની વૃદ્ધ ઉંમરે પણ જાળવી રહ્યાં છો, એટલું જ નહિ પણ પોતાનાં સુખ–સગવડની લેશ પણ દરકાર કર્યા વિના સ્વકુટુંબ અને સારાએ ગામનાં દુઃખિયાંનાં દુઃખ કાપવાની સતત કાળજી રાખો છો; કોઈ પણ જ્ઞાતિ–વર્ણ કે ધર્મ–સંપ્રદાયનો ભેદભાવ રાખ્યા વિના સર્વને પોતાનાં કરી માનો છો–સર્વ પ્રતિ માતૃવત્ વાત્સલ્ય દર્શાવી બનતા પ્રયત્ને સર્વનાં દુઃખ દૂર કરવાનો અવિશ્રાન્ત ઉદ્યમ સેવો છો: આપના એ ગુણો અમારાં મસ્તક આપના ચરણમાં નમાવે છે.

વળી એકાવન વર્ષ પહેલાં થએલા અમારા પૂજ્ય પિતાશ્રીના વિયોગદુઃખને આપે આપની માયાળુતાથી ભુલાવી અમો બેઉ ભાઈઓ તથા વિશાળ કુટુંબને કુસંપના વાયરાથી દૂર રાખી અમારા પર છત્રછાયા રૂપ બની રહ્યાં છો, તેનાં તો શાં મૂલ્ય આંકીએ?

આપ નિવૃત્તિનો વખત નિંદા–વિકથામાં વ્યતીત ન કરતાં ધર્મધ્યાન તથા આત્મસાધના કરવાની પ્રવૃત્તિમાં વ્યતીત કરો છો તે સૌ કોઈને માટે અનુકરણીય છે.

આ અને આવા અમિત ઉપકારો અમારા સ્મરણમાં રમી રહે છે, એના ચિહ્નરૂપે આ પુસ્તક આપના ચરણારવિંદમાં અર્પણ કરી કૃતકૃત્યતા અનુભવીએ છીએ.

લી. અમો છીએ
આપની મીઠી છાયામાં આનંદ કરતા

**સમાઘોઘા (કચ્છ)** } **વીરજી ડાયાભાઈ**
**ડુંગરશી ડાયાભાઈ**



ગંગાસ્વરૂપ બાઈ વેજબાઈ

(ઉંમર વર્ષ ૭૭) સ્થળ : કચ્છ મમાઈમોરા

રાય બહાદુર વીરજી તથા ભાઈ ડુંગરશી

ડાયાભાઈનાં વિદ્યમાન પૂજ્ય માતુશ્રી.

# પ્રસ્તાવના

**नास्ति नादसमो रसः ॥** કાનને આનંદ ઉપજાવનારા નાદ –સંગીત જેવો બીજો કોઈ રસ નથી; અને તેથી સંગીતનો ઉપયોગ સંગીતશાસ્ત્રીઓએ જેમ માણસને આનંદ ઉપજાવવા માટે કર્યો છે, તેમ ધર્મગુરૂઓએ આનંદ સાથે બોધ આપવા માટે પણ કર્યો છે. સંગીતકારોએ વિવિધ શુભ અને અશુભ રસોદ્વારા લોકોની સારી–માઠી વૃત્તિઓને પ્રુજાવી છે, ત્યારે ધર્મગુરૂ કવિઓએ શાંત રસના સંગીતથી લોકોની વૃત્તિને જાગૃત કરી તેને અંતરાભિમુખ બનવા પ્રેરી છે. સંગીતકારોએ લાવણીઓ અને કવ્વાલીઓ ગાઈ છે, તથા ધર્મપ્રિય કવિવરોએ ભજનો અને પદો રચ્યાં છે, ગાયાં છે ને ગવરાવ્યાં છે.

દરેક કવિતા સંગીતાભિમુખ હોય છે, પછી કોઈમાં ગેયતા ઓછી હોય કે વધુ, સુસાધ્ય હોય કે દુઃસાધ્ય હોય. કવિતામાં એક બીજો પણ ગુણ છે અને તે સરલતાથી મ્હોંએ ચડી જવાનો. છંદ, વૃત્ત, કે તાલયુક્ત રાગની કવિતામાં બંધાયેલી વાણી સહેલાઈથી મ્હોંએ ચડી જાય છે અને સ્મૃતિમાં જડાઈ જાય છે. કવિતાના આ જ ગુણથી ધર્મશાસ્ત્રો ગદ્ય કરતાં પદ્યમાં વધુ લખાયાં છે. દશવૈકાલિક ને ઉત્તરાધ્યયન સૂત્રનો ઘણો ભાગ પદ્યમાં હોવાથી સાધુ–સાધ્વી–શ્રાવક –શ્રાવિકા એ ચારે વર્ગમાં તેનો ઘણો પ્રચાર છે અને ઘણાં આખાં સૂત્ર મુખપાઠ કરવા શક્તિમાન બને છે. કવિતા એકવાર કંઠસ્થ થયા પછી તેનું આવર્તન જ્યારે શાંતિના વખતમાં થાય છે ત્યારે અનેરો આનંદ ઉપજે છે, એટલું જ નહિ પણ કવિતામાં કથેલી વાણીમાં જ્યારે ચિત્ત ધ્યાનસ્થ થાય છે ત્યારે માણસ કર્મની નિર્જરા કરી હળવો થતો હોય એવો તેના આત્માને અનુભવ થાય છે.

ધાર્મિક કવિતાઓનો આ સંગ્રહ પણ અમે તેના એ જ ગુણોથી આકર્ષાઈને પ્રસિદ્ધ કર્યો છે. મહારાજશ્રી વીરજી સ્વામીને વૃદ્ધાવસ્થાની અશક્તિ ઉપરાંત હૃદયની બિમારી કોઇ કોઇ વાર પીડે છે,

એ સ્થિતિમાં વાંચનનો કે બીજો પરિશ્રમ ન લેવાની વૈદ્યોની સલાહ હોવાથી તેમણે નિવૃત્તિનો સમય સરલ અને સરસ સ્તવનો, ભજનો, ગહુંલીઓ વગેરે લખવામાં ગાળ્યો છે અને તેથી આ સંગ્રહ તૈયાર થયો છે. તે સંગ્રહને પ્રસિદ્ધ કરવાથી ઘણા લોકોનું હિત થશે એમ માનીને સમાઘોઘામાં મહારાજશ્રી પધારતાં અમોએ તેની માંગણી કરી, તે પૂજ્યશ્રી ગુલાબચંદ્રજી મહારાજની અનુજ્ઞાથી તેમણે આપી અને એ રીતે આ ગ્રંથ આજે પ્રસિદ્ધ થાય છે.

અમારાં માતુશ્રી વેજબાઈને માંદગીમાંથી આરામ થતાં તેની ખુશાલીમાં આ પુસ્તક અમે વિનામૂલ્યે વ્હેંચવા માટે પ્રસિદ્ધ કર્યું છે અને અમને આશા છે કે વાંચકો તેનો સદુપયોગ કરશે અને આ પુસ્તકના મૂલ્ય રૂપે જે વાંચન, મનન અને પરિશીલન ઠરાવ્યું છે, તેટલું મૂલ્ય તેઓ ચૂકવશે.

લી૦

**વીરજી ડાયાભાઇ**
**ડુંગરશી ડાયાભાઈ**

---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૯ | સુત | સુતા |
| ૧૦ | ૧૧ | ગણે | ગુણે |
| ૨૭ | ૧૬ | નિફરીઆ | વિફરીઆ |
| ૪૩ | ૧૪ | દીન | દાન |
| ૫૧ | ૧૦ | વિષયી કયાં | વિષયી કાં |
| ૫૧ | ૨૩ | જ લીંધો | જલીંધો |
| ૫૨ | ૧૨ | દિનમેં રે | દિનમેં મનવા પા. રે |
| ૫૬ | ૫ | પાયો, | પાયો રે, |
| ૭૦ | ૧૫ | અંધિયારૂં | અધિયારૂં |
| ૭૦ | ૨૨ | તન યા | તનયા |
| ૭૩ | ૧૨ | ધરો | ધારો |
| ૭૫ | ૧૪ | બોલી | બેલી |
| ૭૭ | ૧૫ | આદરીએ | ધરીએ |
| ૭૮ | ૧ | વીર | વીર્ય |
| ૭૮ | ૮ | મળે સ્વર્ગ | મળે સ્વર્ગ (૨) |
| ૮૦ | ૨૩ | તો લે | તોલે |
| ૧૦૫ | ૧૧ | પરમાતમાની | પરમાતમની |
| ૧૦૫ | ૧૨ | સેવક | સેવન |
| ૧૧૫ | ૫ | તરતા | તારતા |
| ૧૨૦ | ૯ | સંગમ | સંયમ |
| ૧૨૮ | ૫ | સાહિત | સાહિત્ય |
| ૧૬૨ | ૨ | ખટ | બાણ |

# અનુક્રમણિકા

## स्तुति प्रकरण



## आरती प्रकरण



## प्रभाती प्रकरण

## नेम राजिमती प्रकरण



## चंदनबाळा सती प्रकरण

## प्रार्थना प्रकरण



## जैन भजन प्रकरण

## ઉપદેશ પ્રકરણ

## गहुंली प्रकरण

## પરિશિષ્ટ પ્રકરણ





२३००५

# શ્રી વીર પદ્યાવલી

## સ્તુતિ પ્રકરણ

### ૧ વીર પ્રભુની સ્તુતિ.

(પામરકો સંગ ત્યાગ—એ રાગ)

સિદ્ધાર્થ સુત વીર, ભજ મન સિદ્ધાર્થ સુત વીર. એ ટેક.
પ્રભુ ભજતાં કાંઈ દામ ન બેસે (૨), ત્રુટે કર્મ જંજીર. ભ૦ ૧
દુઃખ દોહગ સવિ દૂરે નાસે (૨), થાયે પાવન શરીર. ભ૦ ૨
રિદ્ધિ સિદ્ધિ નિધિ સદા પામે (૨), નમે જબર અમીર. ભ૦ ૩
દેવ દાનવ માનવ સેવે નિત (૨), પૂજાય જગ જેમ પીર. ભ૦ ૪
અક્ષય સુખ લહે વીર ભજનથી (૨), ભાંગે ભવની ભીર. ભ૦ ૫
મસ્ત રહે જે વીર ભજનમાં (૨), તેને નમે મુનિ વીર. ભ૦ ૬



### ૨ વિહરમાન જિન સ્તુતિ.

(રાગ આશાગોડી.)

દર્શન દ્યો ને આ વારી, દયાલુ પ્રભુ દર્શન દ્યો ને આ વારી. એ ટેક.
ત્રણ જગતના નાથ તમે છો, લોક સ્વરૂપ રહ્યા ભાળી. દયા૦ ૧
ઈંદ્રો ચોસઠ ચરણકમલને, સેવે આનંદ અપારી. દયા૦ ૨
મહાવિદેહમાં આપ બિરાજો, તારો નર ને નારી. દયા૦ ૩

વિહરમાન તુમ શરણે આવ્યાને, કરો આપ સમ ધારી. દયા૦ ૪
દાસ હૃદયમાં વાસ કરો વિભુ, **વીર**ની અરજ સ્વીકારી. દયા૦ ૫



## ૩ પાર્શ્વ પ્રભુની સ્તુતિ.

(ચઉપ્પઈ)

પાર્શ્વ પારસ સમ સુખકારી, ઉદ્ધર્યાં બહુલાં નર નારી;
નાગ નાગણી બળતાં ઉગાર્યાં, ઇંદ્ર ઇંદ્રાણી પદ દઈ તાર્યાં. ૧
રાગ રોષ કરી સવિ દૂર, સાચા આપ થયા પ્રભુ શૂર;
ક્ષમા અનંત ધરી એક ચિત્તે, કષ્ટ કમઠનાં સહ્યાં સમ પ્રીતે. ૨
ઘનઘાતિ કર્મ ક્ષય કીધાં, નિજાનંદ અખંડ સુખ લીધાં;
ચાર તીરથ સ્થાપ્યાં હિતકાર, દેવા અજરામર પદ સાર. ૩
હજારો સાધુઓ લઈ લાર, પ્રભુ ભાવે કીધો સંથાર;
**વીર મુનિ** ટાળી કર્મ રાશી, પ્રભુ થયા શિવપુર વાસી. ૪



## ૪ વીર પ્રભુની સ્તુતિ. (કચ્છી ભાષામાં.)

(કાશી–વાલા શ્રીમહાવીર, એની રે અમને વાલા શ્રીમહાવીર–એ રાગ.)

ત્રશલા નંધન વીર, વલ્લો રે લાગે ત્રશલા નંધન વીર. એ ટેક.
ત્રે જુગજો તું સચ્ચો સાહેબ, તારી તું કજજે તીર. વ૦ ૧
દેવ દેવલા સુત મડે જગ, તું જાગંધો અંઇએ પીર. વ૦ ૨
સચ્ચે ધલે જો તોકે ભજે તેંજા, છોડીએં કર્મ જંજીર. વ૦ ૩
**વીર મુનિ** ચે વાણી લગે તોજી, જેડી મિશરી ખીર. વ૦ ૪



## ૫ પાંસઠિયા યંત્રયુક્ત ૨૪ તીર્થંકરની સ્તુતિ.

### પાંસઠિયો યંત્ર

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

(કોઇ લો પર્વત ધુંધલો રે લાલ—એ રાગ)

નેમ[૨૨] જિનેશ્વર નિત્ય નમું રે લાલ,
સંભવ[૩] સુવિધિનાથ[૯] રે ભવિક જન;
ધર્મનાથે[૧૫] ધર્મ સ્થાપિયો રે લાલ,
શાંતિ[૧૬] આપે શિવ સાથ રે, ભ૦
ચોવીશે જિનવર ગાઇશું રે લાલ. એ ટેક. ૧

અનંત[૧૪] ને મુનિસુવ્રત[૨૦] ભલા રે લાલ,
નમિ[૨૧] અજિત[૨] જિત્યા રાગ રે, ભ૦
ચંદ્રપ્રભ[૮] ચંદ્ર સારિખા રે લાલ,
આદિનાથ[૧] મહાભાગ રે, ભ૦ ચો૦ ૨

સુપાર્શ્વ[૭] વિમલ[૧૩] મલ્લિ[૧૯] વિભુ રે લાલ,
પચ્ચીશ[૨૫] ધનુષ્ય દેહમાન રે, ભ૦
અરનાથ[૧૮] વીર[૨૪] વિતરાગજી રે લાલ,
સુમતિનાથ[૫] સોને વાન રે, ભ૦ ચો૦ ૩

પદ્મ[૬] ને વાસુપૂજ્ય[૧૨] બારમા રે લાલ,
શીતલ[૧૦] શ્રેયાંસ[૧૧] દેવ રે, ભ૦

કુંથુ[17] પાર્શ્વ[23] અભિનંદન[4] પ્રભુ રે લાલ,
એ ચોવીશીની કરૂં સેવ રે, ભ૦ ચો૦ ૪
પાંસઠ યંત્રે જિનજી થુણ્યા રે લાલ,
વિઘ્નો દૂર પુલાય રે ભ૦
**વીર** મુનિ જિનને સ્તવ્યા રે લાલ,
ચડતી કલા નિત્ય થાય રે. ભ૦ ચો૦ ૫



## ૬ પંદરીયા યંત્ર યુક્ત નવ બલદેવની સ્તુતિ.

**पंदरियो यंत्र**

| | | |
|---|---|---|
| ૪ | ૩ | ૮ |
| ૯ | ૫ | ૧ |
| ૨ | ૭ | ૬ |

( ચઉપ્પઇ. )

આનંદ નંદન વિજય નામ, અચલ સુદર્શન નવમા રામ;
પદ્મ ભદ્ર સુભદ્ર રૂપે કામ, ગયા મોક્ષ અંતિમ બ્રહ્મ ધામ. ૧
જંબૂ ભરત હલધરનાં નામ, ત્રીજે અંગે દાખ્યા વીર સ્વામ;
પંદરા યંત્રે સ્તવે જન જેહ, **વીર** સુખ પામે નિત્ય તેહ. ૨



## ૭ ચોત્રીશા યંત્ર યુક્ત સોળ સતીની સ્તુતિ.

**चोत्रीशो यंत्र**

| | | | |
|---|---|---|---|
| ૯ | ૧૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૧૩ | ૧૨ |
| ૧૫ | ૧૦ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૧ | ૧૪ |

(ચઉપ્પઈ)

સીતા[૯] પદ્માવતી[૧૬] સુંદરી[૨] નામ, મૃગાવતી[૭] કૌશલ્યા[૬] શીલ ધામ;
ચંદનબાલા[૩] દમયંતી[૧૩] નાર, કુંતા[૧૨] પ્રભાવતી[૧૫] સુખકાર. ૧
સુભદ્રા[૧૦] સુલસા[૮] શીયલવાન, બ્રાહ્મી[૧] રાજિમતી[૪] મતિમાન;
દ્રૌપદી[૫] શિવા[૧૧] ચૂલા[૧૪] ગુણધાર, ચોત્રીશ યંત્ર નામે જયકાર. ૨
એ સતીઓનાં ભણતાં નામ, તેનાં નાસે સંકટનાં ઠામ;
વળી વિસ્તરે વિશ્વમાં મામ, **વીર** તેનું ધાર્યું થાય કામ. ૩



## ૮ ગુરૂ ગુણ સ્તુતિ.

(રાગ—ધન્યાશ્રી)

નમન કરૂં આ વાર, ગુરૂજી મારા, નમન કરૂં આ વાર. એ ટેક.
પંચે મહાવ્રત સુધા ધરો છો, પાળો છો પંચાચાર. ગુ૦ ૧
પરિષહ જીતો બાવીશ પ્રીતે, સમતાના ભંડાર. ગુ૦ ૨
પંચ સમિતિ ત્રણ ગુપ્તિ સાધો, છકાય રક્ષા કરનાર. ગુ૦ ૩
નવ વાડે શીલ નિર્મલ પાળો, યતિ ધર્મ ધરનાર. ગુ૦ ૪
સત્યાવીશ મુનિગુણે શોભો, ઘણા જીવો તારનાર. ગુ૦ ૫
ગુણ અગણિત છે આપના સ્વામી, કહેતાં ન આવે પાર. ગુ૦ ૬
પૂજ્ય નથુજી સ્વામીને ભાવે, **વીર** વંદે વારંવાર. ગુ૦ ૭



## ૯ ગુરૂ મહિમા સ્તુતિ.

(અમારામાં અવગુણ રે, મારા ગુરૂજીમાં ગુણ ઘણા રે જી—એ રાગ.)

ગુરૂ કરૂણાળુ રે દયાસિંધુ સુખકરા રે જી,
ગુન્હા મારા માફ કરો મહારાજ. ગુ૦ એ ટેક.
ગુરૂ શિરછત્ર રે ગુરૂ મારા સાહેબા રે જી,
ગુરૂ મારા ગરિબ તણા રે નિવાજ. ગુ૦ ૧

ગુરૂ મારા દિનકર રે ગુરૂ શશિના સમા રે જી,
ગુરૂ જ્ઞાન તેજ તણા રે અંબાર. ગુ૦ ૨
ગુરૂ મારા પારસ રે ગુરૂ ચિંતામણિ રે જી,
ગુરૂ મારાં દુઃખડાંના હરનાર. ગુ૦ ૩
ગુરૂ સાચા તીરથ રે પાપ ધોનાર છે રે જી,
ગુરૂ મારા શાંતિ તણા કરનાર. ગુ૦ ૪
ગુરૂ ઇંદ્ર સરિખા રે ગુરૂ પૂરા ન્યાયી છે રે જી,
ગુરૂ સદા હિત તણા ઇચ્છનાર. ગુ૦ ૫
રત્નત્રય દાતા રે ગુરૂ પરમેશ્વરા રે જી,
ગુરૂ સત્ય માર્ગમાં લાવનાર. ગુ૦ ૬
ગુરૂ સારથવાહ રે પહોંચાડે શિવપાટણે રે જી,
ગુરૂ શિવ સુખના રે દેનાર. ગુ૦ ૭
માત તાતથી અધિકા રે ગુરૂ કહ્યા શાસ્ત્રમાં રે જી,
ગુરૂ ગુણ ગણતાં ન પામિયે પાર. ગુ૦ ૮
**વીર મુનિ** ગાયા રે ગુરૂ ગુણ હોંસથી રે જી,
મારે તો છે ગુરૂદેવનો આધાર. ગુ૦ ૯



# આરતી પ્રકરણ.

---

## ૧૦ વીર પ્રભુની આરતી.

જય વીર જય વીર, વિશ્વ સકલના રાયા (૨);
સર્વ જીવ સુખદાયા, સુરપતિ ગુણ ગાયા. જ૦ એ ટેક.
સિદ્ધાર્થના નંદ, ત્રિશલાના જાયા (૨);
કંચનવરણી કાયા, અઘહર જિનરાયા. જ૦ ૧

કરવા ધર્મવિકાસ, તજી જગત માયા (૨);
સંયમે ચિત્ત ઠાયા, સહી સંકટ કાયા. જ૦ ૨
પામી કેવલ જ્ઞાન, જગ ભાવો માપ્યા (૨);
ચાર તીરથને સ્થાપ્યાં, જ્ઞાન દાન આપ્યાં. જ૦ ૩
નિર્ગ્રંથમાં આદિ નિર્ગ્રંથ, છે ગૌતમ કરૂણાલા (૨);
સાધ્વી ચંદનબાલા, ગુણ ગણની માલા. જ૦ ૪
શ્રાદ્ધમાં આદિ શંખ, પહેલાં સુલસા બાઈ (૨);
શ્રદ્ધા પ્રશંસી સાંઈ, સભા વિચમાંઈ. જ૦ ૫
વિચરી દેશ વિદેશ, ભવ્ય જીવો તાર્યા (૨);
અધમને ઉદ્ધાર્યા, કાર્ય તેનાં સાર્યાં. જ૦ ૬
**વીર મુનિ** વીર આરતી, જે ભાવે ભણશે (૨);
ગુણી જીવ તે બનશે, કર્મ સકલ હણશે. જ૦ ૭



## ૧૧ વીર પ્રભુની બીજી આરતી.

જય વીર જય મહાવીર, જય ત્રિશલાના જાયા (૨);
સિદ્ધાર્થ કુલદીપક, અઘહર જિનરાયા. જયવીર. ૧
સોવન વાન શરીર, સિંહ લંચ્છન સ્વામી (૨);
ભાલે ભામંડલ ઓપે, અનંત ગુણધામી. જ૦ ૨
નિર્વદ્ય દ્યો ઉપદેશ, દ્વાદશ ગુણ ગાજે (૨);
ગૌતમ ગણી રહે પાસે, અતિશય ચોત્રીશ રાજે. જ૦ ૩
કોટી રહે સુર સાથ, ઇંદ્ર સેવે ચરણા (૨);
ભાવે ભજતાં તેનાં, ટળે જનમ મરણા. જ૦ ૪
અધમ ઉદ્ધારણ નાથ, શિવપુર સુખદાયક (૨);
અજરામર પદ લેવા, નમો **વીર** નાયક. જ૦ ૫



## ૧૨ પાર્શ્વ પ્રભુની આરતી.

જય પારસ જગનાથ, જય પાર્શ્વનાથ (૨);
શિવપદ દાયક આથ, વંદું જોડી હાથ. જ૦ એ ટેક.

અશ્વસેન નૃપનંદ, વામાના જાયા (૨);
ફણી મણિ મંડિત કાયા, નીલ વરણ છાયા. જ૦ ૧

નવકર શોભિત દેહ, પ્રભાવતી સ્વામી (૨);
ઇંદ્ર ચરણ તુમ પામી, સેવે શિર નામી. જ૦ ૨

બાલ વયે બલવંત, નાગ નાગણી બળતાં (૨);
કાષ્ટથી લેઈ જળતાં, પંચ પદ દિયાં મરતાં. જ૦ ૩

થયા પદ્માવતી ધરણેંદ્ર, સંઘ રક્ષણ કરતા (૨);
ધ્યાન જે આપનું ધરતા, દુઃખ તેહનાં હરતા. જ૦ ૪

આપી વરસી દાન, લોચ કર્યો હાથે (૨);
સંયમ લઇ જગનાથે, લડયા કર્મ સાથે. જ૦ ૫

આઠ કર્મ કરી દૂર, શાશ્વત સુખ પામ્યા (૨);
જન્મ મરણને વામ્યા, શિવ સુખમાં જામ્યા. જ૦ ૬

**વીર** મુનિ જિન આરતી, મહા મંગલદાઈ (૨);
હર્ષ ધરી ઉર માંઈ, ગાવો નિત્ય ભાઈ. જ૦ ૭



## ૧૩ પંચ પરમેષ્ઠીની આરતી.

જય દેવ જય દેવ, જય જગપતિ દેવા (૨);
હું કરૂં તમારી સેવા, પંચમી ગતિ લેવા. જ૦ એ ટેક.

દ્વાદશ ગુણે અરિહંત, જયવંતા સ્વામી (૨);
મોક્ષ જવાના કામી, વંદું શિર નામી. જ૦ ૧

બીજે નમું સિદ્ધ દેવ, ભેદ પંદરે સિદ્ધા (૨);
આઠ પ્રગટ ગુણ કીધા, શાશ્વત સુખ લીધાં. જ૦ ૨
ત્રીજે નમું આચાર્ય, છત્રીશ ગુણધારી (૨);
ગચ્છનાયક હિતકારી, આપે મતિ સારી. જ૦ ૩
ચોથે નમું ઉવજ્ઝાય, પચ્ચીશ ગુણ ધરતા (૨);
આગમ વેણ ઉચ્ચરતા, મોહ માન હરતા. જ૦ ૪
પંચમે નમું મુનિરાય, ચરણ કરણ ધારી (૨);
સત્યાવીશ ગુણ ભારી, ધ્યાનમાં રહે જારી. જ૦ ૫
પદ પરમેષ્ઠી પંચ, ગુણ એકસો આઠ (૨);
ભણતાં એહનો પાઠ, પામે સુખ ઠાઠ. જ૦ ૬
**વીર મુનિ** નવકારની, આરતી જે ગાશે (૨);
તેનાં પાતિક નાસે, જાવે શિવવાસે. જ૦ ૭



## ૧૪ ચોવીશ જિન આરતી.

જય ઈશ જય ઈશ, જય જિન ચોવીશ (૨);
તજી રાગ ને રીસ, થયા જગદીશ. જ૦ એ ટેક.

પહેલા ઋષભ[૧] જિણંદ, અજિત[૨] સંભવ[૩] સ્વામી (૨);
અભિનંદન[૪] ગુણધામી, સુમતિ[૫] કુમતિ વામી. જ૦ ૧
પદ્મપ્રભ[૬] સુપાર્શ્વ,[૭] ચંદ્રપ્રભ[૮] જયકારી (૨);
સુવિધિ[૯] શીતલ[૧૦] હિતકારી, શ્રેયાંસ[૧૧] અઘહારી. જ૦ ૨
વાસુપૂજ્ય[૧૨] વિમલનાથ,[૧૩] અનંત[૧૪] ધર્મરાયા[૧૫] (૨);
શાંતિ[૧૬] કુંથુ[૧૭] સુખદાયા, અર[૧૮] ઉરમાં ધ્યાયા. જ૦ ૩
મલ્લિ[૧૯] જિત્યા મોહમલ્લ, મનિસુવ્રત[૨૦] નાણી (૨);
નમી[૨૧] નેમ[૨૨] ગુણ ખાણી, પાર્શ્વ[૨૩] પુરિસાદાણી. જ૦ ૪

શાસનપતિ મહાવીર,[૨૪] એ ચોવીશ અરિહંતા (૨);
થયા પૂર્વે અનંતા, તે નમું ગુણવંતા. જ૦ ૫
ગણધર પૂર્વધારી, સાધુ થયા જેતા (૨);
જિન આણા શિર વહેતા, નમું ભાવે તેતા. જ૦ ૬
**વીર મુનિ** જિન આરતી, ભાવથી જે ગાશે (૨);
પાપ જ તેનાં જાશે, અવિચલ પદ પાશે. જ૦ ૭



## ૧૫ પંચ પરમેષ્ઠીની આરતી

(બેડલે ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છો—એ રાગ.)

કેવલ જ્ઞાન ને દર્શન પામી, ચઉવિહ ધર્મ પ્રકાશ્યો;
બાર ગણે યુત તીર્થ સ્થાપી, મોક્ષ માર્ગ ચિત્ત વાસ્યો.
વંદું પ્રેમ ધરીને હો રાજ, અરિહંતજી જયકારી. ૧

આઠ કર્મ ક્ષય કરીને પામ્યા, ગુણ આઠે સુવિશાલ;
લોકાગ્રે પ્રભુ જઈને વસિયા, જોઇ રહ્યા જગ ખ્યાલ.
વંદું પ્રેમ ધરીને હો રાજ, સિદ્ધ પ્રભુ જયકારી. ૨

છત્રીસ ગુણે સૂરિવર સોહે, ચોસઠ સંપદ ધારી;
ગચ્છનાયક ભવ ત્રીજે પામે, મોક્ષ ગતિ સુખકારી.
વંદું પ્રેમ ધરીને હો રાજ, આચારજ જયકારી. ૩

પચ્ચીશ ગુણથી પૂરણ ભરિયા, સંઘ સકલ સુખદાઈ;
ભણે ભણાવે ગચ્છ સુધારે, જ્ઞાન દર્શન ચિત્ત ઠાઈ.
વંદું પ્રેમ ધરીને હો રાજ, પાઠકજી જયકારી. ૪

પંચ મહાવ્રત સુધા પાળે, દૂષણ સઘળાં વારે;
નિજાતમ પર આતમ તારે, ગુણ સત્યાવીશ ધારે.
વંદું પ્રેમ ધરીને હો રાજ, સાધુ સકલ જયકારી. ૫

પંચ પરમેષ્ઠી ભગવતી ધૂરે, ભાંખી શ્રીજિનરાયે;
સવિ મંત્રમાં મંત્ર એ મ્હોટો, જપતાં પાપ પુલાયે.
વંદું પ્રેમ ધરીને હો રાજ, પરમેષ્ઠી સુખકારી. ૬
ચિત્ત ચંચલતા મેલી ભાવે ને, જે પરમેષ્ઠી ધ્યાશે;
**વીર મુનિ** કહે તે સુખ લેશે, શિવ પૂરિ આવાસે.
વંદું પ્રેમ ધરીને હો રાજ, પરમેષ્ઠી હિતકારી. ૭



## ૧૬ વીશ વિહરમાન જિન આરતી.

જય ઈશ જય ઈશ, વિહરમાન જિન વીશ;
વંદું નામી શીશ, લેવા સુખ આશીશ. એ ટેક. જ૦
પહિલા સીમંધર દેવ, બીજા યુગમંધર જાણું;
ત્રીજા બાહુ વખાણું, ચોથા સુબાહુ ઉર આણું. જ૦ ૧
પાંચમા સ્વામી સુજાત, છઠા સ્વયંપ્રભ દેવા;
કરૂં ઋષભાનનની સેવા, અક્ષય ધામ લેવા. જ૦ ૨
આઠમા અનંતવીર્ય, નવમા સુરપ્રભ સ્વામી;
વિશાળપ્રભ ગુણધામી, વજ્રધર અંતર્યામી. જ૦ ૩
બારમા ચંદ્રાનન દેવ, તેરમા ચંદ્રબાહુ જગ વ્હાલા;
ભુજંગદેવ વિશાલા, કરે લોક અજવાળા. જ૦ ૪
પંદરમા ઈશ્વરદેવ, નેમપ્રભ રવિ જેવા;
વીરસેન વીર છે તેવા, વંદું દેવાધિદેવા. જ૦ ૫
મહાભદ્ર ભદ્ર કરનાર, દેવજશ જશનામી;
માહાવિદેહને પામી, થાશો શિવધામી. જ૦ ૬
પ્રભુ તારી બહુ જીવ, મુક્તિ સુખ આપે;
**વીર મુનિ** તુમ જાપે, આનંદ આનંદ વ્યાપે. જ૦ ૭



# પ્રભાતી પ્રકરણ

## ૧૭ મહાવીર પ્રભાતી.

( ઢાલ તરવારની સોહિલી દોહિલી—એ રાગ. )

વીર જિનેશ્વરા પ્રણુત સુરેશ્વરા,
પ્રગટ થઈ દર્શ આપો જ આજે;
જાગતો દેવ જિનરાજ તું એક છો,
સેવિયે મોક્ષના હિત કાજે. વી૦ ૧
કષ્ટ તેં કાપિયાં ચંદનબાલા તણાં,
બેડી તોડી પ્રસિદ્ધિ વધારી;
પ્રથમ આર્યાપદે તેહને સ્થાપી તેં,
ધારણા પાર તેની ઉતારી. વી૦ ૨
કોપિયો શક્ર પર ચમર પાતાલથી,
ઉત્પત્યો ગ્રહગણુ ભાગ કરતો;
પ્રથમ સુરલોકનાં દ્વાર બે કુટતાં,
ઉભો નિર્ભય થઈ ગર્વ ધરતો. વી૦ ૩
ઈંદ્ર કોપ્યો તદા વજ્ર ફેંક્યું મુદા,
તીવ્ર ભયભીત થઈ ચમર ચાલ્યો;
આવી તુજ ચરણનું શરણુ લીધું યદા,
મરણુભય તે ક્ષણે તેંજ ટાળ્યો. વી૦ ૪
ચંડકૌશિક તણો કોપ ઉત્કટ અતિ,
જાઇ તિહાં પ્રભુ પાંઉ ધાર્યાં;
ઘોર પરિષહ સહી તારિયો તેં અહિ,
વિવિધ મરતા જીવો તેં ઉગાર્યાં. વી૦ ૫

દુઃખીનાં દુઃખ તેં દૂર કીધાં ઘણાં,
રોગીઓને અરોગી બનાવ્યા;
પાપીનાં પાપ સંતાપ તેં ટાળિયાં,
ક્રૂરના કુવિચારો મુકાવ્યા. વી૦ ૬
દુર્ગતિ પડત કેઇ પ્રાણીને તારિયા,
વારિયા દુષ્ટ દુષ્કૃત્ય કરતા;
અધમને ઓધરી સદ્ગતે સ્થાપિયા,
ધ્યાનમાં જે તને નિત્ય ધરતા. વી૦ ૭
રટન દિન રાત તો તાહરૂં હું કરૂં,
તુમ વિણુ અન્ય કોને ન ધ્યાઉં;
તાહરાં ચરણની સેવના ભવોભવે,
**વીર મુનિ કહે એ જ ચ્હાઉં.** વી૦ ૮



## ૧૮ મહાવીર પ્રભાતી

રટણ કર વીરને કઠિણ કલિકાલમાં,
તેહ વિના અન્ય નથી તારનારો;
હેમવર્ણે વપુ સિંહ લંચ્છન ઉરે,
સમ કર દેહ છે સૌમ્યકારો. ર૦ ૧
રત્ન ચિંતામણિ છોડીને મૂરખા,
કાચમાં કયમ વસે મોહ તારો;
ઓઘ પુણ્યે પ્રભુ આજ તેં ઓળખ્યા,
સેવ કર છાંડી ખોટા વિચારો. ર૦ ૨
મોહમાં રડવડે કામમાં આથડે,
સુખ સંસારનાં જાણે સારાં;

મૂઢ ! તુજ શિર પરે કાળ ગાજી રહ્યો,
જાગીને મૂક તું કર્મભારા. ર૦ ૩
પૂર્વનાં પાપથી બુદ્ધિ તારી ફરી,
ધર્મને છોડી તું પાપે વળગ્યો;
જૂઠ માયા કરે મોહ મમતા ધરે,
દોષ દુર્ગુણ થકી થા તું અળગો. ર૦ ૪
દ્રવ્ય દારા અને પુત્ર પુત્રી તણું,
વીર સેવા વિના સુખ ખોટું;
વીર પ્રભુ આપજો **વીર મુનિને** સદા,
આપ ગુણ રમણનું સુખ મોટું. ર૦ ૫



## ૧૯ મહાવીર પ્રભાતી

વીર વર નામનું સ્તવન કર પ્રાણિયા,
ગૃહ સંસારનાં કામ છોડી;
ફરી ફરી નહિ મળે જોગ આવો તુંને,
સેવ તેથી એક ચિત્ત જોડી. વી૦ ૧
વિષયની આશથી મોહના પાશથી,
નારી નિરખી તેમાં શું મુંઝાણો;
અમૃત છોડીને ઝેર જે નર પીયે,
તે નર કેમ કહેવાય શાણો. વી૦ ૨
કુટુંબ ધન કારણે કર્મ બાંધ્યાં ઘણાં,
પાપ સંતાપ કરતાં ડર્યો ના,
હાલ હવે શું થશે હે પ્રભુ ! માહરા,
ધ્યાન તારૂં કદી મેં ધર્યું ના. વી૦ ૩

પ્રપંચને પરહરી મોહ દૂરે કરી,
વીર વર્દ્ધમાન ભજ નિત્ય પ્યારે!
**વીર મુનિ** કહે વીર વિભુ તજી,
અવરની સેવ કર તું ન ક્યારે. વી૦ ૪



## ૨૦ મહાવીર પ્રભાતી

જાગ જિનેશ્વરા વીર પરમેશ્વરા,
ઈશ્વરા રહેમની દૃષ્ટિ કરશો;
ભક્ત તારો બની પ્રેમથી હું સ્તવું,
હવે મુજ દાદ પ્રભુ! કાન ધરશો. જા૦ ૧

મોહે માચી રહ્યા દેવ દેવી કંઈ,
તેની સાથે નથી કામ મારે;
મોહ મારી કર્યો આતમા ઉજળો,
તેહ તારે અને દુઃખ વારે. જા૦ ૨

પાપી કેઈ તારિયા અધમ ઓધારિયા,
વારિયા દુર્ગતિ પડત સાંઈ;
રંકને તારવા કર્મ વિદારવા,
આવ તું આવ તું આજ આંઈ. જા૦ ૩

દેવ દેવી તણાં સુખ જાચું નહિ,
જાચું નહિ સ્વર્ગનું રાજ લેવા;
વિષયનાં સુખ તુજ પાસ માગું નહિ,
માગું તુજ ચરણમાં નિત્ય રહેવા. જા૦ ૪

વીર વિભુ તણી વાણી વિખ્યાતથી,
જાગતો દેવ જગમાં કહાયો;
દીનબંધુ તણી મહેર પામી અતિ,
**વીર મુનિ** સદા સુખ પાયો. જા૦ ૫



## ૨૧ મહાવીર પ્રભાતી

તારને કારાવા વીર સોહામણા,
તુમ વિના બોધ કહો કોણ દેશે;
સંશયો ઉર તણા કોણ નિવારશે,
મન તણી વાત હવે કોણ કેશે. તા૦ ૧

એક જ્ઞાને કરી એક પ્રભુ તુંહી છો,
અનેક પર જ્ઞાનથી અનેક તું છો;
સર્વ માંહિ રહ્યો સર્વ બાહિર ખરો,
શિવપુર વાસી પણ એ જ તું છો. તા૦ ૨

સ્વર્ગ ને મૃત્યુ પાતાલ ત્રિલોકમાં,
દેવ દાનવ સવિ ગુણ ગાવે;
ગણધર મુનિ ઋષિ નરપતિ જન બધા,
તે સહુ આપનું ધ્યાન ધ્યાવે. તા૦ ૩

વીર વર્દ્ધમાન મહાવીર કેઇ રટે,
અર્હં શાસનપતિ જિન જપતા;
જ્ઞાતનંદન અને શ્રમણ ભગવાન બુદ્ધ,
એહ નામે જનો આપ સ્તવતા. તા૦ ૪

કેઈ વ્રતથી વળી કેઈ તપસ્યા થકી,
કાઉસગ્ગ ધ્યાનમાં કેઇ કળવા;
કેઇ ગાયન કરી જાપ કેઇ જપી,
એમ મંથન કરે આપ મળવા. તા૦ ૫
કેઈ ઉભા રહી કેઈ બેઠા વળી,
કેઈ દૃઢાસને આપ જપતા;
કેઈ ગિરિ મંદિરે કેઈ દરીમાં જઈ,
કેઈ જંગલ વસી તાપ તપતા. તા૦ ૬
સર્વનો તારક એક તું છો વિભુ,
લીનતા તુજમાં છેક લાગે;
ભક્તવચ્છલ પ્રભુ બિરૂદ ધરવા થકી,
**વીર મુનિ** અચલ પદ એક માગે. તા૦ ૭



## ૨૨ મહાવીર પ્રભાતી.

( પઢો રે પોપટ રાજા રામ નામ—એ રાગ ).

ભજો રે તારક પ્રભુ વીરને, દાતા શિવપદ કેરો;
ભાવે સમરણ કર્યા થકી, ટળે ચોરાશીનો ફેરો. ભ૦ ૧
સિદ્ધાર્થ નૃપ ચંદલો, ત્રિશલાનો અંગજાત;
વિશ્વભાનુ તું પ્રકટ થયો, હરવા ગાઢ મિથ્યાત. ભ૦ ૨
મોહ મચ્છર માયા વળી, તજી લોભ ને ક્રોધ;
નિદ્રા તંદ્રા ઉડાડીને, કરીએ આતમશોધ. ભ૦ ૩
અશુભ યોગ ત્રણ ટાળીને, વૃત્તિ ધરી એક ઠામ;
**વીર મુનિ** કહે વીરના, ધ્યાને મળે શિવધામ. ભ૦ ૪



## ૨૩ પ્રાર્શ્વનાથ પ્રભાતી.

પ્રગટ થા પાસજી નાથ ! કરૂણા કરી,
તુમ વિના દુઃખડાં કોણ ટાળે ?
ભીડભંજન પ્રભો ! બિરૂદ છે તાહરૂં,
તેથી સહુ જગત તુંને નિહાળે. પ્ર૦ ૧
મોહની પ્રકૃતિઓ જોર બહુલું કરી,
દુશ્મન થઇ પડી મારી પુંઠે;
ચોરે ગુણ માલને દુઃખ દેઈ મહા,
જાયે નાસી ત્વરા આપ ત્રુઠે. પ્ર૦ ૨
કર્મ આઠે મળી બ્હારવટું ખેલતાં,
રાગ પલ્લીશ જબરો લુંટારો;
આપ કરૂણા થકી સર્વ નાસી જશે,
સૂર્યથી જેમ નાસે અંધારો. પ્ર૦ ૩
બાપજી ! પાપ મેં પૂરણ કીધાં હશે,
તે થકી હું રહ્યો આપ દૂરે;
પાર્શ્વ સ્વામી મને પૂર્ણ ભાગ્યે મળ્યા,
રાખ મુનિ **વીર**ને શ્રીહજૂરે. પ્ર૦ ૪



## ૨૪ પાર્શ્વનાથ પ્રભાતી.

[ વામા માતા પોતાના પુત્ર પાર્શ્વપ્રભુને જગાડતાં ભલામણ કરવા પ્રભાતી. ]

( પઢો રે પોપટ રાજા રામનામ—એ રાગ. )

**જાગો રે પારસ મારા બાલુડા, વામા કહે સુણ વહાલા;**
**ભોર ભયો રવિ ઉગિયો, ચોતરફ થયાં અજવાળાં. જા૦ ૧**

ઘંટ વાગ્યા દેવાલયે, ગૌધણ ચરવાને જાય;
મહી વલોવે માનુની, ઘંટીનાદ સુણાય. જા૦ ૨
સજી શણગાર સન્નારીઓ, જલ ભરવાને સધાય;
તારા સરિખાં બાલુડાં, રમે છે ચિત્ત ચહાય. જા૦ ૩
શ્રદ્ધાળુ મળીને સામટા, મુનિવંદને જાય;
ભક્ત જનો ભાવે ભલા, પાઠ પ્રભુના રે ગાય. જા૦ ૪
શૌચ કરો મારા મોહના, દહિં દુધ ભર્યા કટોરા;
સાથે પીઓ મિત્રો મળી, આંખ અંજાવો આવી ઓરા. જા૦ ૫
મૈના પોપટ મોરલા, ઘોડા ગજ ગાય હરણાં;
રમો રૂડાં લઈ રમકડાં, પહેરો વસ્ત્ર ને ઘરણાં. જા૦ ૬
વાટ જુવે તુજ તાતજી, મુખ જોવાને તલખે;
તાત ચરણ પ્રીતે નમો, બેસો ખોળામાં હરખે. જા૦ ૭
માત તાત મનોરથો, પૂર્યા શ્રી ભગવાન;
**વીર મુનિ** પ્રહ પ્રગટતાં, ગાવો જિન ગુણ ગાન. જા૦ ૮



## ૨૫ નેમનાથ પ્રભાતી.

સાર કર શામલા નેમ દયાલવા,
જાદવા ! તુજ વિના કોણ તારે ?
ભક્ત તારો બની રાત દિવસ ભજું,
ભક્તને આજ તું કયું વિસારે ? સા૦ ૧

દુર્ગુણો છે ઘણા માહરા હે પ્રભો !
તેહ ગણતાં નહિ પાર પામું;
અવગુણો તાહરા મેં કર્યાં ઘડી ઘડી,
નાથ ! જોજે નહિ તેહ સામું. સા૦ ૨

તપ કદિ ના તપ્યો જાપ તેમ ના જપ્યો,
ભાવના શુભ ઉરથી ન ભાવી;
મારૂં તારૂં કરી કર્મ બાંધ્યાં ઘણાં,
તન ધન કુટુંબમાં મોહ લાવી. સા૦ ૩

ક્રિયા કરતાં પ્રભો ! પ્રમાદ મેં આચર્યો,
ઉપાધિના કામમાં સમય દીધો;
વ્રત મેં તાહરાં નાથ ! વિરાધિયાં,
વિનય વડીલો તણો નાંહી કીધો. સા૦ ૪

તુમ વિના અવરની ભક્તિ મેં ના કરી,
સારમાં એટલું આપ માની;
**વીર મુનિ** ભવભ્રમણ દૂરે કરી,
આપજો અમરપુર રાજધાની. સા૦ ૫



## ૨૬ ઉપદેશી પ્રભાતી.

પાછલી રાત ઘડી ચાર લઈ ઉઠવું,
સ્મરણ નવકારનું તરત કરવું;
નિંદ અળગી કરી બેસી પદ્માસને,
એક અરિહંતનું ધ્યાન ધરવું. પા૦ ૧
કોણ છું હું અને સ્વરૂપ મારૂં કયું,
કર્મ લાગ્યાં મને કેમ વાંસે;
જૂઠ પ્રપંચને સત્ય કેમ માનિયાં,
જીવન મારા તણું શું જ થાશે. પા૦ ૨
ભાવના બાર શુભ ભાવવી ભાવથી,
ચિંતવવા મનોરથ હિત આણી;

એકાંતમાં બ્રહ્મનું સ્વરૂપ વિચારવું,
ટાળવી મોહની દુઃખ ખાણી. પા૦ ૩
ચિત્તને સ્થિર કરી વડીલ વિનયી બની,
પ્રતિક્રમણ શાંતિથી નિત્ય કરવું;
દોષ સંભારી સંભારી નિવારવા,
આત્મ વિશુદ્ધિનું ધ્યાન ધરવું. પા૦ ૪
ગૃહસ્થીને નીતિના ધર્મ કરવા સદા,
સાધુને ઝીણવટે પાપ હરવું;
વીરના સ્વામીને સમરતાં સ્નેહથી,
ભવભ્રમણમાં નહિ થાય ફરવું. પા૦ ૫



## ૨૭ પ્રભુ પ્રત્યે અરજીની પ્રભાતી

કાપ પ્રભો! માહરાં કર્મબંધન બધાં,
મોહબંધન બધાં,
કર્મની જેલથી મુક્ત કરજે;
નાથજી! ઓથ મેં તાહરી આદરી,
ભક્તિ મારી હવે ધ્યાન ધરજે. કા૦ ૧
ભક્તિ તારી વિના અનંત ભવ ભટકિયો,
નરક નિગોદમાં ખૂબ ભમિયો;
મોહને વશ પડી ચિહું ગતે આથડ્યો,
ચોક ચોરાશીમાં નિત્ય રમિયો. કા૦ ૨
પુત્ર પુત્રી તણા પ્રેમમાં માચિયો,
નારીના પાશમાં નિત્ય ફસિયો;
સુખ મિથ્યા ભજી સેવ તારી તજી,
કામભોગે થયો ખૂબ રસિયો. કા૦ ૩

મૃત્યુભય અવગણી હું બન્યો દુર્ગુણી,
સદ્ગુણી ગુરૂગુણ મેં ન ગાયા;
ગાનનાં તાનમાં નારીના ધ્યાનમાં,
એમ જંજાળમાં દિન ગુમાવ્યા. કા૦ ૪

ભટકતાં ભટકતાં સદ્ગુરૂ ભેટિયા,
ભક્તિનો પંથ તેણે બતાવ્યો;
દુબધા દૂરે કરી ભક્તિ તુમ આદરી,
જાણ્યું શુદ્ધ ધર્મમાં આજ આવ્યો. કા૦ ૫

ભક્તિ રસ બસ થતાં ભૂખ તૃષા મટી,
દેહ મમતા બધી દૂર ભાગી;
**વીર મુનિ** ભક્તિથી વીરમાં લય થતાં,
અનહદ સુખ ત્યાં જોયું જાગી. કા૦ ૬



## ૨૮ ઉપદેશી પ્રભાતી.

(પાશ સંખેશરા સાર કર સેવકા—એ રાગ.)

જાગને જીવડા! મોહનિદ્રા થકી,
કર્મ આઠે ચડી શિર ગાજે;
ગડગડે કાળની નોબતો મસ્તકે,
કેમ તું સુખથી ઊંઘે આજે? જા૦ ૧

કર્મ સર્વે મળી સૈન્ય લેઈ ચડયાં,
દેહગઢ જોને તારો ઘેરાયે;
ફોજ જરા તણી લુંટે ચિહું કોરથી,
યૌવન રત્ન વેરાઇ જાયે. જા૦ ૨

જ્ઞાન દર્શન તપ તેજ ઢાંકી બધું,
અજ્ઞાન અંધકારનું જોર વ્યાપ્યું;
કર્મની આણુ ફરે આત્મપ્રદેશ પર,
મોહ રાયે નિજ રાજ સ્થાપ્યું. જા૦ ૩

કર્મના બંધની જેલમાં જઈ પડયો,
સુખ બધું ત્યાં થયું ધૂળધાણી;
નરભવ રત્નતુલ્ય એમ એળે ગયો,
વીર વાણી મુખે ના ઉચ્ચારી. જા૦ ૪

સુખ નિજાનંદનું અલગ કરી મૂરખા,
પુદ્‌ગલ સુખમાં ખૂબ ખેલ્યો;
નરક નિગોદ નર સુર તિર્યંચના,
ભવભ્રમણમાં ધર્મ મેલ્યો. જા૦ ૫

સદ્‌ગુરૂ સંગથી અગમ સ્વરૂપને,
પ્રગટ કર ઉરમાં સમજ આણી;
વીર મુનિ વિશ્વની સર્વ દુબધા તજી,
રટણુ કર વીરને ચિત્ત ઠાણી. જા૦ ૬



## ૨૯ સોળ સતી પ્રભાતી

(રાય રે સિદ્ધાર્થ ઘેર પટરાણી—એ રાગ.)

સદ્‌ગુરૂ શારદ નમન નમીને (૨), સોળે સતી ગાશું ભાવથી રે;
જેહ ગાયાથી પાતિક જાય (૨), પામે સુખ તે પ્રભાવથી રે. ૧

પહેલાં છે બ્રાહ્મી બીજાં છે સુંદરી (૨), ત્રીજાં ચંદનબાલાજી સતી રે;
ચોથાં રાજિમતી પાંચમાં દ્રોપદી (૨), છઠ્ઠાં કૌશલ્યાજી ગુણવતીરે. ૨

સાતમાં મૃગાવતી આઠમાં સુલસા (૨) નવમાં સીતાજી પવિત્ર મતિરે;
દશમાં સુભદ્રાએ પોળ ઉઘાડી (૨), અગ્યારમાં શિવાદેવી શીલવંતીરે. ૩
બારમાં કુંતાજી તેરમાં દમયંતી (૨), પુષ્પચૂલા ચઉદમાં કહ્યાંરે;
પંદરમાં પ્રભાવતી શીલ ગુણધારી (૨),
સોળમાં પદ્માવતી સતી લહ્યાંરે. ૪
સોળે સતીઓ શાસ્ત્રમાં ચાલી (૨), શ્વસુર પિયર કુલ તારિયાંરે;
સંકટ સહીને શિયલ સાચવિયાં (૨), અનેક જીવોને ઉદ્ધારિયારે. ૫
વેણુલાં વાતાં સતી નામ લેતાં (૨), ભવ સંતતિ દૂરે ટળેરે;
**વીર મુનિ** કહે સતી ગુણ ગાતાં (૨), આપદા ટળી સંપદા મળેરે. ૬



## ૩૦ એક સખી બીજી સખીને નીતિના નિયમ સમજાવવા વિષે પ્રભાતી.

( પઢો રે પોપટ રાજા રામનામ—એ રાગ. )

જાગ સખી ! હરખે હવે, ભજ ભગવંત ભયહરણા;
નિત્ય નિયમ વહેલાં કરી, જલ ગળવું લઇ ગળણાં. જા૦ ૧
પૂંજણી લઈ જતના વડે, પૂંજ વાસણ ને ચૂલા;
સુંવાળી સાવરણીએ, કાઢજે કચરા ને ધૂલા. જા૦ ૨
બળતણ જોઈ ખંખેરીને, જોતાં વાપરજે વિચારી;
રસ ઔષધી શોધી સખી, જંતુ લેજે ઉગારી. જા૦ ૩
સાસુ સસરા વડીલને, પાય પ્રણમજે પહેલાં;
સંતદર્શન શાસ્ત્રશ્રવણ, કરજે હરખેથી વહેલાં. જા૦ ૪
અતિથિ આંગણે આવતાં, આપી કરજે તું આહાર;
પશુ નોકર આશ્રિતની, લેજે સ્નેહે સંભાળ. જા૦ ૫

**વીર મુનિ** નરભવ લહી, કર સાર્થક અવતાર;
શ્વાસોશ્વાસે સમરજે, દીનબંધુ દીનાધાર. જા૦ ૬



## ૩૧ ચાર મંગલ પ્રભાતી.

( રાગ કલ્યાણ. )

આજ હું તો પ્રેમ ધરીને, ગાઉં મંગલ ચાર રે; આ૦ એ ટેક.
પહેલું મંગલ અરિહંતકેરૂં, નામ સદા હિતકાર રે. આ૦ ૧
બીજું મંગલ સિદ્ધ પ્રભુનું, સમરણ પરમ સુખકાર રે. આ૦ ૨
ત્રીજું મંગલ સર્વ સાધુનું, તરણ તારણહાર રે. આ૦ ૩
ચોથું મંગલ પરમ ધર્મનું, શિવપુરનું દેનાર રે. આ૦ ૪
એ ચારે મંગલ સુખકર મુજને, હોજો વારંવાર રે. આ૦ ૫
**વીર મુનિ** વીર નમન કરીને, ગાયાં મંગલ ચાર રે. આ૦ ૬



# નેમ રાજિમતી પ્રકરણ



## ૩૨ રાજિમતીના ગુણ વિષે

( ગુજરી સાહમી ઉભી નંદલાલ—એ રાગ. )

રાજુલ સતીઓ માંહિ શિરદાર,
રા૦ બાળપણેથી શીલધાર રે. રા૦ સ૦
રા૦ સત્ય પ્રેમની ધરનાર, રા૦ નેમ પૂર્વની નાર રે. રા૦ સ૦ ૧
રા૦ ધારણી સુતા સુકુમાલ, રા૦ ઉગ્રસેનની બાલ રે. રા૦ સ૦
રા૦ સાસર પિયર પ્રેમાળ, રા૦ અજવાળ્યું મોસાળ રે. રા૦ સ૦ ૨

રા૦ તાર્યાં માત ને તાત, રા૦ તાર્યાં ભગિની ને ભ્રાત રે. રા૦ સ૦
રા૦ તાર્યો સખીનો સાથ, રા૦ તાર્યો દેવર વિખ્યાત રે. રા૦ સ૦ ૩
રા૦ સખીનો લેઈ પરિવાર, રા૦ ચઢયાં ગઢ ગિરનાર રે. રા૦ સ૦
રા૦ સેસાજ વન મોઝાર, રા૦ લીધોછે સંજમ ભાર રે. રા૦ સ૦ ૪
રા૦ તારી ઘણાં નરનાર, રા૦ પહોંચ્યાં છે શિવપુરદ્વાર રે. રા૦ સ૦
રા૦ **વીર મુનિ** વારંવાર, રા૦ સ્તવે ઉગમતા વાર રે. રા૦ સ૦ ૫



## ૩૩ રાજિમતીએ રહનેમિને કરેલો બોધ.

( એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે—એ રાગ. )

શીલવ્રતને મત ભાંગો મોરા દેવર, શીલવ્રતને મત ભાંગો. એ ટેક.
કાળ અનંત રઝળ્યો નિગોદે, અવ્રતપણાથી દુઃખમાં;
કાળ અસંખ્ય પાંચે થાવરમાં, કાઢ્યા ભવ તેં ભુખમાં. મો૦ ૧
બી તિ ચઉ વિગલેંદ્રિયપણામાં, ભવ ઘણા તેં કરિયા;
છેદન ભેદનની વેદનામાં, જન્મ મરણ તેં ધરિયાં. મો૦ ૨
નરક માંહિ તો દુઃખ અનંતાં, પરમાધામીનાં સહિયાં;
તિર્યંચ ભવમાં પરવશપણાથી, સંકટ ઘણાં તેં લહિયાં. મો૦ ૩
નર ભવમાં તેં રોગ વિયોગનાં, દુઃખ દીઠાં બહુ ઝાઝાં;
એમ ભવોભવ દુઃખ દેખીશ અધિકાં,
જો મુકીશ શીલની માઝા. મો૦ ૪
વ્રતભંગના દોષ છે મોટા, સકલ દર્શનમાં ભણિયા;
એ વ્રત ભાંગ્યે સર્વ વ્રતો પણ, કહેવાઈશ તેને હણિયાં. મો૦ ૫
શીવાદેવીના નંદન થઈને, વ્રતભંગ ન કરશો;
સમુદ્રવિજય કુલ લજવાશે, જો કુશીલમાં ચિત્ત ધરશો. મો૦ ૬
ભરયૌવનમાં નેમ જિણંદજી, મુજને છાંડી ચાલ્યા;
દેવરિયા કુલ લજ્જા લોપી, જાશો દુર્ગતિમાં હાલ્યા. મો૦ ૭

શીલભંગથી ભવ બહુલા કરશો, શીલે તરશો ભવવારી;
દેવરિયા ચાલો જિન પાસે, લેવા સંયમ હિતકારી. મો૦ ૮
રહનેમિને સમજાવી રાજુલ, નેમ પાસે વ્રત લીધાં;
કર્મ ખપાવી કેવલ પામી, શિવપુરમાં ગયાં સીધાં. મો૦ ૯
સંવત ઓગણીસ છન્નુની સાલે, શ્રાવણ માસ ઉલ્હાસે;
વીર મુનિ રાજુલ ગુણ ગાયા, બિદડા ગામ ચોમાસે. મો૦ ૧૦



## ૩૪ નેમ પ્રત્યે રાજિમતીની વિનંતિ.

શામળીયો રે શામળીયો, રાજુલ પુણ્યે મળીયો;
નેમ મહા બળીઓ રે, બેની શામળીયો. એ ટેક.
શા૦, ત્રિલોકમાં નહિ એવો; પૂજનિક નેમ જેવો રે. બે૦ ૧
શા૦, ચોસઠ ઈંદ્રો આવે; શિશ નમાવે રે. બે૦ ૨
શા૦, જાદવ કુલનો હીરો; સબલ સધીરો રે. બે૦ ૩
શા૦, પશુઓ પર કરી દયા; મુને મૂકી ગયા રે. બે૦ ૪
શા૦, રાંક ઉપર કરી રીસ; થઈ જગદીશ રે. બે૦ ૫
શા૦, દયાના થઈ દરીઆ; કેમ નિફરીઆ રે. બે૦ ૬
શા૦, જોતી રહું હું વાટ; કરતી ઉચાટ રે. બે૦ ૭
શા૦, અરજી ઉર નવ ધારી; તજી નિરાધારી રે. બે૦ ૮
શા૦, કરૂં ન હું અન્ય સ્વામી; મળ્યા અંતરજામી રે. બે૦ ૯
શા૦, આઠે ભવ રહી સાથ; હવે ન છોડું હાથ રે. બે૦ ૧૦
શા૦, સહસ્ર નરની સાથે; લીધી દીક્ષા જગનાથે રે. બે૦ ૧૧
શા૦, બેઠા જઇ ગિરનાર; સ્થાપ્યા સંઘ ચાર રે. બે૦ ૧૨
શા૦, સાતસો સાહેલી; વેશ પ્હેરી ભેળી રે. બે૦ ૧૩
શા૦, દેવરને સમજાવી; પિયુ પાસે આવી રે. બે૦ ૧૪

શા૦, સંજમ લીધો પ્રભુ હાથે; સતી સખીઓ સાથે રે. બે૦ ૧૫
શા૦, શિવનગરીમાં વ્હેલી, પહોંચી પિયુ પ્હેલી રે. બે૦ ૧૬
શા૦, **વીર મુનિ** ગાય રંગે; ગુલાબ બંધુ સંગે રે. બે૦ ૧૭



## ૩૫ રહનેમિ પ્રત્યે રાજુલનો ઉપદેશ.

(લોકો ભોળવિયા મત ભૂલો—એ રાગ).

ગિરિગુફામાં રાજુલ પેઠી, ભીનાં વસ્ત્રો સૂકવવા;
શરીર પ્રકાશે રવિ જાણે ઉગ્યો, અંધકાર દૂર કરવા રે.
મુનિવર સંજમમાં ચિત્ત આલો. ૧
રહનેમિ ચિત્ત ચળિયું ભારી, રાજુલ રૂપ નિહાળી;
ભોગ પ્રાર્થના કરવા લાગ્યો, મૂકયો વૈરાગ્ય ઉલાળીરે. મુ૦ ૨
શરીર સંકોચી દેવર જાણી, બોલે રાજુલ બાળા;
મુનિમાર્ગ મૂકીને દેવરિયા, મ કર વિષયના ચાળારે. મુ૦ ૩
ગજ અંબાડી મૂકી એ સંયમ, વિષય ગર્દભે મત બેસો;
ચિંતામણિ તજી મુનિમાર્ગ, કાચ કરમાં કેમ લેશોરે. મુ૦ ૪
નારી તનડું નરક ભરેલું, મલ મૂત્રની ખાણી;
હાડપિંજરને ચર્મે વિંટેલું, શું ચાહે થઈ નાણીરે. મુ૦ ૫
તુજ બંધવે વમન કરેલી, શ્વાન ન થા તું ખાવા;
અગંધન અહિ મરણને વંચ્છે, ઝેર ન વંચ્છે લેવારે. મુ૦ ૬
પરત્રિય ભોગથી જાઈશ નરકે, એથી ભલું તુજ મરવું;
નેમ બંધવ પરે સંયમ પાળો, મ કર પાપકર્મ કરવું રે. મુ૦ ૭
સતી વચને પ્રતિબોધ જ પામ્યો, મન મતંગ વશ આણી;
**વીર મુનિ** નેમ પાસે જઇને, લીધી દીક્ષા સુખ ખાણીરે. મુ૦ ૮



## ૩૬ નેમનાથ પ્રત્યે રાજુલની વિનંતિ.

(લેતા જાઓ રે શામળિયા બીડી પાનનકી,
બીડી પાનનકી રે દિલ જાનનકી. લે૦ એ રાગ.)

કે'તા જાઓ રે શામળિયા મુને કેમ તજી,
કેમ તજી પ્રિતમ પ્રેમ સજી. કે'૦ એ ટેક.

ઘેલી બની દિન રાત ભમું છું,
પિઉ પિઉ પિઉ મુખે નામ ભજી. કે'૦ ૧

સુતાં બેઠાં સદા ધ્યાન તમારૂં,
વિસારૂં નહિ ઘડી એક હજી. કે'૦ ૨

વ્હાલે કર્યું તેવું મેં ન કરાયે,
મ્હારે પ્રેમ રાખ્યાની છે મરજી. કે'૦ ૩

સાતસેં સખીઓ સાથે લઇને,
ગ્રહી દીક્ષા મોહ માન તજી. કે'૦ ૪

પિઉ પ્હેલાં પ્હોંચી શિવપુરમાં,
ઉડાડી દઈને કર્મ રજી. કે'૦ ૫

**વીર મુનિ** શિવ માગે પ્રભુ પાસે,
કરી ઘણી ઘણી અરજી. કે'૦ ૬



## ૩૭ પ્રભુ નેમનાથ પ્રતિ સતી રાજુલના ઉદ્ગારો.

(મુને બારે લેતો જાને રાજા ભરથરી રે જી—એ રાગ.)

પંચ પરમેષ્ઠી પદને નમી રે જી, પ્રણમી સદ્ગુરૂ પાય રે;
નેમ રાજુલ ગુણ ગાઇશું રે જી, હર્ષ ધરી મનમાંય રે.
મુને લારે લેતો જાને, મારા વાલહા રે જી. એ ટેક. ૧

જાન જોડી નેમ પરણુવા રે જી, આવ્યા ઉગ્રસેન દરબાર રે;
કૃષ્ણુ આદિ ભૂપતિ ઘણા રે જી, લઇ જાદવ પરિવાર રે.
મુ૦ ૨
દેવ દેવી જોવા આવિયાં રે જી, આવ્યાં સવિ નર નાર રે;
ગજ અંબાડીએ શોભતા રે જી, નેમ ઈંદ્ર અનુહાર રે.
મુ૦ ૩
જોવા આવી બાળા ગોખમાં રે જી, નિરખી હરખી દેદાર રે;
સખીઓ ખીજવે વર શામળો રે જી, રાજુલ થાય રાજી અપાર રે.
મુ૦ ૪
તોરણે આવી રથ ફેરવ્યો રે જી, સુણી પશુડાંનો પોકાર રે;
પશુઓ છોડાવી ઘર આવિયા રે જી, લીધો સંજમ ભાર રે.
મુ૦ ૫
રાજુલ કહે પશુડાં પ્રત્યે રે જી, કર્યું તમે વૈરીનું કામ રે;
વિયોગ પડાવ્યો મારા સ્વામીનો રે જી, રહી મનની મનમાં હામ રે.
મુ૦ ૬
જૂઠા પડ્યા જોશ જોશીના રે જી, જૂઠાં થયાં ગીત ગાન રે;
જૂઠાં પડ્યાં વ્રતો મેં કર્યાં રે જી, જૂઠાં પડ્યાં મંગલ નિશાન રે.
મુ૦ ૭
વાંક હતો સ્વામી માહરો રે જી, કહેવું હતું આવી પાસ રે;
વાંક વિના તજી ચાલિયા રે જી, કરી અધવિચ નિરાશ રે.
મુ૦ ૮
ભવ આઠે સાથે કર્યા રે જી, નાથ નારી વ્યવહાર રે;
ઘડી ન જુદાં રહ્યાં આપણે રે જી, લ્યોને લક્ષમાં વિચાર રે.
મુ૦ ૯
જોગી થશો તો જોગણી બની રે જી, ખીજમત કરીશ રહી સાથ રે,
તુમ વિણ ન ગમે સહિયરો રે જી, ન ગમે માત તાત ભ્રાતરે.
મુ૦ ૧૦

નણંદી મેંણાં ટોંણાં મારશે રે જી, ભાભી દેશે વેણુ પ્રહાર રે;
સખીઓ હસશે વાતવાતમાં રે જી, કર્મહીણી કહેશે સંસાર રે.
મુ૦ ૧૧

બળ્યાં આભૂષણો રત્ને જડ્યાં રે જી, બળ્યા સોળે શણગાર રે;
બળ્યાં હીરચીર નવ રંગનાં રે જી, પતિવિણ ભવ અંગાર રે.
મુ૦ ૧૨

બળ્યું માહેરૂં બાળાપણું રે જી, થયું યૌવન દુઃખદાય રે;
બળ્યું સવિ સુખ સંસારનું રે જી, પતિ વિણ શૂન્ય ગણાય રે.
મુ૦ ૧૩

રાગી હું વૈરાગી નાહલો રે જી, હું મોહી નિર્મોહી નાથ રે;
મિથ્યા સુખ તજી દીક્ષા ભજી રે જી, સદા રહું નાથની સાથ રે.
મુ૦ ૧૪

સાતસેં સાહેલી સાથે મળી રે જી, લીધો સંયમ ભાર રે;
નેમ વંદન તે ચાલિયાં રે જી, ચઢિયાં ગઢ ગિરનાર રે.
મુ૦ ૧૫

કર્મ ખપાવી કેવલ લહી રે જી, પહોંચ્યાં મુક્તિ મોઝાર રે;
**વીર મુનિ** ગુણી ગુણ સ્તવ્યા રે જી, થાયે જયજયકાર રે.
મુ૦ ૧૬



## ૩૮ નેમનાથ પરણ્યા વિના પાછા ફરતાં રાજિમતીનો વિલાપ

(ઓધાજી કો'ને રે માધા કો'ને—એ રાગ).

હલધર કો'ને રે ગિરધર કો'ને, શ્યો છે મારો દોષ?
મારો વ્હાલોજી તોરણથી આવી વળ્યા રે. એ ટેક.

નેમ પ્રેમ બતાવી પાછા ફર્યા રે,
અબલા સાથે રે (૨) આવડો શ્યો રોષ? મારો વ્હા૦ ૧

વ્હાલા વાંક વિના મુને અવગણી રે,
તરછોડી રે (૨) પાછી ન લીધી ભાલ; મા૦
હાંરે નેમ વિના હું ઘેલી ફરૂં રે,
સુતાં બેઠાં રે (૨) બની હું બેહાલ. મારો વ્હા૦ ૨

વ્હાલા ઉંચી ચડું ને નીચી ઉતરૂં રે,
વાટ જોતાં રે (૨) વિતાડું દિન રાત. મા૦
કાને છેલ છબીલે મુને છેતરી રે,
કોની પાસે રે (૨) કહું દુઃખ કેરી વાત. મારો વ્હા૦ ૩

નાથ વિના નેણે આંસુ ઝરે રે,
ભીંજાણાં રે (૨) નવરંગ ચીર. મા૦
તમે મહેર કરી પશુ ઉપરે રે,
મારી સાથે રે (૨) બન્યા શું અધીર. મારો વ્હા૦ ૪

વાલમ રાંક જાણી ન સંતાપિયે રે,
આઠે ભવની રે (૨) રાખો તમે પ્રીત. મા૦
પ્રિતમ પ્રીત કરી પ્રીત તોડવી રે,
ન ઘટે કરવી રે (૨) નાદાનોની રીત. મારો વ્હા૦ ૫
મુજ સાથે પ્રેમ તુમ ના મળે રે,
મારા ઉરમાં રે (૨) પ્રેમની ભરી ખાણ. મા૦
વર્ષી દાન દઈ દીક્ષા ગ્રહી રે,
ગિરનારે રે (૨) બેઠા ધરી ધ્યાન. મારો વ્હા૦ ૬
કદી નેમ નગીનો ન વિસરે રે,
તોરણે આવી રે (૨) જગાવી ગયો નેહ. મા૦

કોના નાથે કરી તેમ નહિ કરૂં રે,
સાથે જઈશ રે (૨) ગિરિ વન ગેહ. મારો વ્હાo ૭

નેમ રટન રટું દિન રાતમાં રે,
જપું જાપ રે (૨) જેમ સીતા રામ. માo
વીર મુનિ રાજુલ સંજમ લહી રે,
પિઉ પહેલાં રે (૨) પહોંચ્યાં શિવ ધામ. મારો વ્હાo ૮



## ૩૯ નેમ પ્રભુ પ્રત્યે રાજિમતીનો પોકાર.

( ગરબીનો રાગ. )

નેમ નગીના રે રથડા વાળો પ્રિતમજી,
રોતાં કહે રાજુલ નાર પ્રેમે ભાળો. પ્રિo ૧

આઠે ભવમાં રે રહી છું સાથે, પ્રિo
નાથ હવે તુમ સાથ મૂકું ન હાથે. પ્રિo ૨

અંતર ઘટમાં રે રટના તારી, પ્રિo
નિર્દય થઈ કેમ સ્વામ મુને વિસારી. પ્રિo ૩

અબળા સાથે રે બળ શું બાંધો, પ્રિo
રાંક ઉપર શ્યો રોષ નેહ હવે સાંધો. પ્રિo ૪

કરગરી કહું છું રે પરણવા ચાલો, પ્રિo
મુજ મન છે બહુ હોંશ તુમ મન ઠાલો. પ્રિo ૫

પશુઓ ઉગારી રે ગઢ ગિરનારે, પ્રિo
શિવ રમણીને હેત સંયમ ધારે. પ્રિo ૬

પ્રીતિ પૂર્વલી રે રાજુલે રાખી, પ્રિo
લહી દીક્ષા પ્રભુ હાથ મુક્તિ સુખ ચાખી. પ્રિo ૭

વીર મુનિની રે વિનંતિ લીજે, પ્રિ૦
રાજુલ પ્રભુ સમ પ્રીત અમને દીજે. પ્રિ૦ ૮



## ૪૦ નેમ પ્રભુ પ્રત્યે રાજિમતીની અરજી.

( સદ્‌ગુરૂ ચરણે રે નમિયે—એ રાગ. )

નવલ સનેહી રે સ્વામી, રાજુલ અરજ કરે શિર નામી;
છેહ ન દેશો રે પ્યારા, ભવોભવ સાથ રહીશ હું તારા. ન૦ ૧

રાત ને દિવસ રે વહાલા, વાટ જોઉં છું દીન દયાલા;
પશુડા જેવી રે મુજને, ન ગણી નેમ કહું શું તુજને. ન૦ ૨

કૂડ જ મૂલથી રે મનમાં, અધવિચ મેલી ચાલ્યા વનમાં;
હું ગોખે ઉભી રે જોતી, નેમજી છોડી ગયા રહી રોતી. ન૦ ૩

મુક્તિ ધૂતારી રે નારી, તેને તમે કરી અતિ પ્યારી;
આઠે ભવનો રે પ્રેમ, તજીને સંજમ લ્યો છો કેમ ? ન૦ ૪

પ્રીતિ ન છોડું રે વહાલા, શ્વાસોશ્વાસે જપુ તુમ માળા;
સાતસેં સાહેલી રે સંગે, રાજુલે દીક્ષા લીધી ઉચ્છરંગે. ન૦ ૫

કેવલ પામી રે વહેલી, મુક્તિ ગઈ રાજુલ પિયુ પહેલી;
વીર મુનિ ભાવે રે વંદે, રાજુલ નેમ પ્રભુને આનંદે. ન૦ ૬



## ૪૧ રાજિમતી નેમને નિરખતાં હર્ષાય છે.

( આજે રસ્તે જતાં મુજને મળ્યો કાન કામણગારો—એ રાગ. )

મારા ભાગ્યે મળ્યો મુજને વર નેમ મોહનગારો. એ ટેક.

ગજ પર હેમ અંબાડી ભારી, રત્ન હીરા મહિં ચળકે;
શામળિયો વરણાગી બેઠો, દેવ સ્વરૂપી ઝળકે. મા૦ ૧

આંખલડી અણિયાળી નિરખી, હરખી હું તો મટકે;
વદન પુનમ પૂરણ જોતાં, મોહી કરને લટકે. મા૦ ૨

મુગટ માંહિ મોહની રાખે, મોહની મુખમાં રાખે;
નેણ વેણુમાં મોહની રાખે, મોહની અંગે આખે. મા૦ ૩

જાત જાતનાં વાજાં વાગે, હરિ હલધર ચાલે આગે;
**વીર મુનિ** કહે પ્રભુ શામળિયો, મળે પૂરણ ભાગ્યે. મા૦ ૪



## ૪૨ રાજિમતી નેમની રાહ જોતાં નેમ પાછા વળે છે.

( નામની નામની નામની રે, મુને લાગી લગની પ્રભુ નામની—એ રાગ. )

નેમની નેમની નેમની રે,
હું તો વાટ જોઉં છું પ્રભુ નેમની. એ ટેક.

તોરણ આવી પ્રભુ રથડો વાળી,
કરી દૃષ્ટિ પશુ પર રહેમની રે. હું૦ ૧

દાન અભય દઈ સંયમ લીધો,
ધારી વૃત્તિ નિજ ક્ષેમની રે. હું૦ ૨

શ્યામ નગીનો મુજ મન લીનો,
સાથ રહું હવે એમની રે. હું૦ ૩

સખીઓ સાથે સતી સંયમ લીધો,
જ્ઞાનમાલા પ્હેરી હેમની રે. હું૦ ૪

**વીર મુનિ** કહે રાજુલે રાખી,
પ્રીતિ અવિચલ પ્રેમની રે. હું૦ ૫



## ૪૩ નેમ રાજુલનો ગરબો.

( મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે—એ રાગ. )

પ્રભુ તોરણથી પાછા વળ્યા-દયાલુ રે,
દઈ પશુને અભયદાન-નેમજી કૃપાલુ રે. ૧

છસેં નર સાથે મળી-થયા ત્યાગી રે,
જઈ પહોંચ્યા ગઢ ગિરનાર-વિભુ વૈરાગી રે. ૨

ચોપન્ન દિન પ્રભુ તપ તપી-કેવલ પામી રે,
સ્થાપ્યાં તીરથ ચાર-અંતરજામી રે. ૩

રાજુલ નિર્મોહી બની-કરી લુંચન રે,
સતી લીધો સંયમ ભાર-કર્મ વિમુંચન રે. ૪

સેસા વને સતી સંચર્યાં-પગપાળાં રે;
સખી સાત સયા પરિવાર-ગુણ ગણુ માળા રે. ૫

નેમ જિણંદને વાંદવા-જાય ભાવે રે,
સવિ ચાલે હોડાહોડ-હર્ષ ન માવે રે. ૬

ગાજે ગડુડુડુ અંબરે-મેહ કાળા રે,
ચિહું દિશે ચમકે વીજ-પડે જલધારા રે. ૭

વાયે વાયુ વેગથી-ઠંડ ભારી રે,
થર થર ધ્રુજે કાય-છુટે કંપારી રે. ૮

વ્યાપ્યું તિમિર વ્યોમમાં-નવિ સુજે રે,
પગ પગ સહુ અથડાય-વારીથી ભીંજે રે. ૯

ભીંજ્યો સતીનો કંચવો-વળી સાડી રે,
ગભરાઈ જુવે ઠામ-આંખ ઉઘાડી રે. ૧૦

ગુફા નજરે ચડી એક-તેમાં સતી પેઠાં રે,
ભીંજેલ સુકવવા ચીર-મુકયાં હેઠાં રે. ૧૧

તન કાંતિ તિમિર હરે–અંગ ઢાંગ્યો રે,
થયો ઝળહળ પ્રકાશ–જાણે રવિ આવ્યો રે. ૧૨
રહનેમિ સતી રૂપ–જોતાં ચળિયો રે,
અંગોઅંગે વ્યાપ્યો કામ–કંદર્પ છળિયો રે. ૧૩
કરે પ્રાર્થના ભોગની–આવી પાસે રે,
મુનિ સંયમ ભૂલ્યો ભાન–મોહ ઉલ્હાસે રે. ૧૪
ભાભી મળ્યો ભોગ સંયોગ–એકાંત વિચારી રે,
ભલા ભોગવીયે ભોગ–જગા આ સારી રે. ૧૫
માનવ યૌવન શરીરનો–લીજે લહાવો રે,
હું થઈ રહીશ તુમ દાસ–માનો કહ્યું આવો રે. ૧૬
રહનેમિનાં વેણુલાં–સતી સુણીને રે,
સંકોચ્યાં નિજ અંગ–ભાઈ ગણીને રે. ૧૭
કુલીન નરને એ બોલવું–નવિ છાજે રે,
કહેતાં વિષયનાં વેણ–હેર ન લાજે રે. ૧૮
વામ્યા આહારની વાંચ્છના–કરે કુત્તા રે,
વમેલ સાથે ચહે ભોગ–જડશે જુત્તા રે. ૧૯
અગંધન કુળના અહિ સમો–થા આજે રે,
નિડર થઈ કહે વેણ–એક અવાજે રે. ૨૦
શીલ ભાંગ્યે મરવું ભલું–તુજ સારૂં રે,
તું અંધગ વિષ્ણુકુમાર–તેથી હું વારૂં રે. ૨૧
કાલ અનંત સુખ ભોગવ્યાં–ઈણુ જીવે રે,
તૃપ્તિ ન પામ્યો તોય–મોહ અજીવે રે. ૨૨
સંયમ ભંગનું પાપ–અનંતું જાણી રે,
વશ કરી આતમ ભાવ–સંવેગ આણી રે. ૨૩

ગજ અંકુશે વશ બને–તેમ વશ આણ્યો રે,
મુનિ લાગ્યા સાધવી પાય–દોષ મેં જાણ્યો રે. ૨૪

ખમો ખમો અપરાધ–સતીજી મારો રે,
હવે જઈશ નેમની પાસ–કરવા નિસ્તારો રે. ૨૫

સતી સખી લહી સાથ–પ્રભુ પાસ આવી રે,
પ્રણુમી સંયમ લીધ–ઉલટ ભાવ લાવી રે. ૨૬

ચાલીસ સહસ્રમાં મુખ્ય–શ્રમણી શૂરાં રે,
જેણે તારી દુઃખિયા જીવ–કર્યાં સુખી પૂરા રે. ૨૭

સંયમ પાળી નિર્મળું–પિઉ પહેલાં રે,
પહોંચ્યાં મુક્તિ મોઝાર–લહ્યાં સુખ વહેલાં રે. ૨૮

**વીર મુનિ** ભણે રંગથી–થાઓ એવા રે,
તો ટળે કરેલાં પાપ–મળે શિવ મેવા રે. ૨૯

ઓગણીસેં ચોરાણુંનો–માસ આસુ રે,
રહી ગુલાબ બંધુ સંઘાત–ગુંદાલે ચોમાસું રે. ૩૦



# ચંદનબાળા સતી પ્રકરણ

## ૪૪ ચંદનબાળાની વીર પ્રત્યે વિનંતિ.

(દાસ પર દયા લાવો રે—એ રાગ)

વીર પ્રભુ ઝટ આવો રે, મારી ઝુંપડીએ (મારી મઢુલીએ); વી૦
મુને કર્મ અરિથી બચાવો રે. મારી૦ વી૦ એ૰ ટેક.

દુઃખિયારી છું બાળા, મેં કર્મ કર્યાં કેઈ કાળાં;
ત્રિવિધ તાપ શમાવો રે. મા૦ વી૦ ૧

ત્રણ દિવસની હું ભૂખી, દૃઢ બંધને થઇ દુ:ખી,
સુખ માર્ગ દર્શાવો રે. મા૦ વી૦ ૨

મરી ગઈ માતુ મારી, તાત ભ્રાત ગયા કરી ન્યારી;
વીર અમૃત વરસાવો રે. મા૦ વી૦ ૩

ઉંચો છે આભ મારે, સ્નેહી સગો ન કો અત્યારે;
દયાળુ દયા દિલ લાવો રે. મા૦ વી૦ ૪

અરજી સતીની માની, દીધાં છે દર્શન સ્વામી;
લાવ્યા વીર પ્રેમના ભાવો રે. મા૦ વી૦ ૫

દાન દીધું સતી પ્રેમે, સુખ લહ્યું વીરની રહેમે;
**વીર મુનિ** ઉર વીર આવો રે. મા૦ વી૦ ૬



## ૪૫ ચંદનબાળાની વીર પ્રત્યે વિનંતિ.

(શું કહું કથની મારી હો નાથ—એ રાગ)

હૃદય મંદિરે પધારો હો વીર (૨),
મારા ત્રિવિધ તાપ નિવારો હો વીર. હૃદ૦ એ ટેક.

ભટકી ભટકી ભવ અરણ્યમાં, આઠે કર્મે ઘેરાણી;
બે બંધને બંધાણી પ્રભુજી, દંડ ત્રણે દંડાણી હો વીર. હૃદ૦ ૧

પાંચ ચોરથી હું પકડાણી, ચારે ચંડાલો નડિયા;
જ્ઞાન ખજાનો લુંટવા મારો, વૈરી આવીને અડિયા હો વીર. હૃદ૦ ૨

કરમાં કડી પડી પગમાં બેડી, ગાઢ બંધને બંધાણી;
અંતર બાહિર બંધનો કાપી, આપો સુખની ખાણી હો વીર. હૃદ૦ ૩

ચંદનબાળાની અરજી સ્વીકારી, આવ્યા વીર કરૂણા આણી;
બાકુલા કર ગ્રહી કષ્ટ નિવારી, સોળ શણગારે સજાણી હો વીર. હૃદ૦ ૪

ટાળી દુઃખ ને સુખ કરી વીર, થયા વસુધા વિહારી;
**વીર મુનિ** વીરવિભુની સંગે, પ્રગટ્યો સંવેગ અપારી હોવીર. હૃ૦ ૫



## ૪૬ ચંદનબાળા રૂદન કરતાં વીરે દર્શન આપ્યાં તે વિષે

(વાટ જુએ છે મીરાં રાંકડી, ઉભી ઉભી વાટ જુએ છે મીરાં૦—એ રાગ)

વાટ જોઉં છું વ્હાલા વીરની,
વારી વારી વાટ જોઉં છું વ્હાલા વીરની. એ ટેક.
સુખ તો વિસાર્યાં મેં તો જન્મોજનમનાં રે,
લગની લાગી છે મીન નીરની. વારી૦ ૧

દુઃખથી દબાણી નાણી પરવા મેં જગની રે,
નાણી પરવા મેં શરીરની. વારી૦ ૨

ચંદનબાળાને વીર દર્શન દેઇને રે,
તોડી ભવ બેડી જંજીરની. વારી૦ ૩

**વીર મુનિ** નિત્ય જપજો ભાવથી રે,
માળા પ્રભુ મહાવીરની. વારી૦ ૪



## ૪૭ ચંદનબાળાના હાથે અભિગ્રહ પૂર્ણ થયા વિષે

(રાગ કલ્યાણ)

આજ પ્રભુ વીર પધાર્યા, સફલ થયો અવતાર રે. આ૦ એ ટેક.
ચંદનબાળા બાકુલા આપે, પ્રભુજી હાથ મોઝાર રે. આ૦ ૧
કર ગ્રહી પ્રભુ પારણું કીધું, પૂરી થઈ ટેક તિવાર રે. આ૦ ૨
સુવર્ણ રત્ન અંબરથી વરસે જયું આષાઢી જલધાર રે. આ૦ ૩
કડી બેડી બંધન સવિ ત્રુટયાં, થયા સોળે શણગાર રે. આ૦ ૪

દેવ દેવી સતી ગુણ ગાવે, વાગે દુંદુભી નાદ અપાર રે. આ૦ ૫
**વીર મુનિ** નિત્ય વીર વિભુને, વંદે છે વારંવાર રે. આ૦ ૬



## ૪૮ વીર પ્રભુ પ્રત્યે ચંદનબાળાએ દુઃખ સમયે કરેલી વિનંતિ.

(ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુંદડલી—એ રાગ)

શીઘ્ર આવો પ્રાણ પ્રતિપાલ, ત્રુટે મારી બેડીઆં;
દયા લાવી દીન દયાળ, રાખો મુને નેડીઆં. એ ટેક.
આ સંસાર છે દુઃખદરીયો તેમાં, જીવડો ગોથાં ખાય રે;
જન્મ જરા ને મરણ નિવારી, કરો અમર જિનરાય રે. ત્રુ૦ ૧
વિનતિ સ્વીકારી વીર પધારી, દાન લીધું સતી હાથે રે;
પંચ દિવ્ય પ્રગટ્યાની સાથે, દુઃખ દૂર કર્યાં મારા નાથે રે. ત્રુ૦ ૨
રાજા પ્રજા સવિ સ્તુતિ કરતાં, ધન્ય ધન્ય ચંદનબાળા રે;
સાધવી થઈને મુક્તિ પહોંચ્યાં, **વીર** નમ્યે મંગલ માળા રે. ત્રુ૦ ૩



## ૪૯ વીર પ્રભુ પ્રત્યે ચંદનબાળાની અરજી.

( ઉભી અરજ કરે છે મીરાં રામને રે—એ રાગ )

કરે વિનતિ ચંદનબાળા વીરને રે,
મારે ઘેર પધારો જીવન જગદાધાર. ક૦ એ ટેક.

સાખી

મૃગાવતી રાણી અને, મંત્રીત્રિયા ધરી પ્યાર;
ધર્મી શેઠ શેઠાણીઓ, વિનતિ કરે અપાર.
લ્હાવી રહેમ નજર આ ગરીબ બાળા ઉપરે રે,
આપો દર્શન પ્રભુજી દુઃખડાંના હરનાર. ક૦ ૧

સાખી

કોઈ વહોરાવે લાપશી, પેંડા મોહનથાળ;
કોઈ વહોરાવે લાડવા, ઘૃત શાળ વળી દાળ.
હું તો આપીશ લુખા બાકુલા પ્રભુ પ્રેમથી રે,
તે વહોરો તો આવો પ્રભુજી મારે દ્વાર. ક૦ ૨

સાખી

સોવન થાળ રત્ને જડિત, સુંદરીઓ લઈ હાથ;
આપે બહુ વિધિએ કરી, મેવા પકવાન સાથ.
મારી પાસ સામગ્રી તે માંહિલી એકે નથી રે,
હું તો પરવશ પડેલી દુઃખિયારી છું બાળ. ક૦ ૩

સાખી

સોળ શણગાર સજી કરી, પહેરી નવરંગ ચીર;
ઉભી ઘેર ઘેર આંગણે, વાટ જોતી પ્રભુ વીર.
હું તો બેઠી ઉદ્ભટ વેશે ઉંબરા વિચમાં રે,
કરતી સમરણ પ્રભુજી શ્વાસોશ્વાસ મોઝાર. ક૦ ૪

સાખી

મહોટાને મહોટા ગણે, એહ જગત વ્યવહાર;
મહોટા છોટા સમ ગણે, એ વીતરાગ આચાર.
કરૂણા લાવી પારણું કરો મારા હાથથી રે,
હું તો કરગરી અરજ કરૂં છું વારંવાર. ક૦ ૫

સાખી

ઘર ઘર ફરતાં આવિયા, વીર પ્રભુ સતી દ્વાર;
એક બોલ અપૂરણથી, પાછા વળ્યા તિણ વાર.
પૂર્વ પુણ્ય વિના દાન લાભ ક્યાંથી મળે રે,
એમ ચિંતવતાં આંખે ચાલી આંસુ ધાર. ક૦ ૬

સાખી

તેર બોલ પૂરણ લહી, ધર્યો આવી પ્રભુ હાથ;
બાકુલા બાળા કરથી ગ્રહી, પારણું કર્યું જગનાથ.
સાડીબાર ક્રોડી સુવર્ણ વૃષ્ટિ તિહાં થઈ રે,
દેવ દુંદુભી વાગે દેવ કરે જયકાર. ક૦ ૭

સાખી

સોળ શણગાર પૂરણ થયા, સતી શિર વાધ્યો વાન;
સુખ સઘળાં આવી મળ્યાં, જુવો પ્રભાવ એ દાન.
લીધી દીક્ષા સતીએ વીર પ્રભુના હાથથી રે,
થયાં સાધવી છત્રીસ સહસ્રમાં શિરદાર. ક૦ ૮

સાખી

પાંચ માસ પચ્ચીશ દિને, થયું પારણું જિનરાય;
પ્રહ ઉગમતાં પ્રણમિયે, ભાવી ભાવ ચિત્ત લાય.
વીર મુનિ કહે આપો દાન સુપાત્રે પ્રેમથી રે,
દાન દીધાથી આવે ભવસાગરનો પાર. ક૦ ૯



## ૫૦ ચંદનબાળાનું અઠ્ઠમ તપ.

( કર પ્રભુ સંઘાતે દૃઢ પ્રીતડી રે–એ રાગ )

બેઠી ચંદનબાળા ઉંબરે રહી રે, ધરી વીર તણું એક ધ્યાન;
કરો તપ અઠ્ઠમ ભવિ ભાવથી રે. એ ટેક.
ભુખ દુઃખ સર્વને વિસરી રે, વિસાર્યું થયેલ અપમાન. ક૦ ૧
કર ચરણ બંધન દુઃખ ના ગણે રે, ના ગણે પૂર્વનાં માન; ક૦
માતતાતના પ્રેમને છોડિયા રે, છોડયાં ગીત અને વળી ગાન. ક૦
વીર વિભુથી મન લગાવિયું રે, ભૂલી સઘળું જગતનું ભાન; ક૦
તન મન વીરને અર્પિયાં રે, લાગી લગની એક તાન. ક૦ ૩

વીર આવી સતી કરથી ગ્રહ્યાં રે, બાકુલાનાં શુદ્ધ દાન; ક૦
**વીર મુનિ** અઠ્ઠમ પ્રભાવથી રે, સતી પામ્યાં સુખ નિધાન. ક૦ ૪



# પ્રાર્થના પ્રકરણ

## વીર પ્રત્યે સેવકની વિનંતિ.

( રાગ બિહાગ )

વીર તારા સેવકની લે સંભાળ, વિભુ વ્હાલા સેવકની લે સંભાળ;
રાત દિવસ તારૂં ધ્યાન ધરે તેને, સત્વર કર તું નિહાલ.
બલ જાઉં સત્વર કર તું નિહાલ. વી૦ એ ટેક.

હાંરે બ૦–ચંદનબાળાના બાકુલા લેઈ પ્રભુ, કાપ્યાં બંધન કષ્ટ;
સંયમ દેઈ સતી મૃગાવતીનાં, દુઃખ કર્યાં સવિ નષ્ટ.
બ૦ (૨) વી૦ ૧

હાંરે બ૦–વિહાર કરતાં મહા અરણ્યમાં, ચંડકૌશિક મળ્યો નાગ;
પરિસહ સહી અહિ તારી તેનાં, ટાળ્યાં કર્મ અથાગ.
બ૦ (૨) વી૦ ૨

હાંરે બ૦–આસ્રવમાં નિત્ય લીન રહેતો, મહાબલી શ્રેણિક ભૂપ;
કૃપા કરી તેને નિજ પદ દીનો, દાખી સત્ય સ્વરૂપ.
બ૦ (૨) વી૦ ૩

હારે બ૦–પાપી પાપ કરત કેઈ વાર્યા, તાર્યાં અધમ અપાર;
ગુન્હા માફ કરીને આલો, **વીર મુનિને** શિવ દ્વાર.
બ૦ (૨) વી૦ ૪



## ૫૨ પ્રભુ પ્રત્યે દાસની પ્રાર્થના.

( આંખ વિનાનું અંધારૂં રે—એ રાગ )

સ્હામું જુવો મારા સ્વામી રે, દયાના સિંધુ,
સ્હામું જુવો મારા સ્વામી;
આપ છો અંતરજામી રે, દયા૦ એ ટેક.
ભવ વનમાં ભટકાતો, ભવાબ્ધિમાં ગોથાં ખાતો;
માર્ગે લાવો ગુણધામી રે. દયા૦ ૧
ક્રોધ લોભ માન માયા, રહી અંતર બાળે છે કાયા;
ત્રિતાપ હરો શિવગામી રે. દયા૦ ૨
મોહ ભીલ મહા લુંટારો, લુંટે આત્મસંગ્રહ મારો;
ચડો વ્હારે બહુનામી રે. દયા૦ ૩
**વીર** વિનંતિ ઉર ધારી, દ્યો કર્મશત્રુ સંહારી;
લ્યો જન્મ મરણથી ઉગારી રે. દયા૦ ૪



## ૫૩ દાસની સદ્ગતિની માગણી વિષે અરજી.

( શું કહું કથની મારી હો નાથ શું૦—એ રાગ )

શું થશે ગતિ હવે મારી હો વીર, શું૦
મેં કીધી ન ભક્તિ તુમારી હો વીર, શું થશે૦ એ ટેક
કામ ક્રોધ મદ મોહ વશ થઈ, ખેલ ખેલ્યા મેં અપારી;
માયા મહિલામાં મગ્ન બનીને, મલિનતા અંગ ધારી,
હો વીર, શું થશે૦ ૧
ઈંદ્રિયો તણા વિષયોની માંહિ, રાચી થયો હું વિકારી;
રાગે રોષે જીવો સંહાર્યા, જૂઠ પ્રવૃત્તિ વધારી,
હો વીર. શું થશે૦ ૨

અદત્તમાં મેં દોષ ન જાણ્યો, પરત્રિયા કરી પ્યારી;
પરિગ્રહમાંહિ મોહીત બનીને, કર્યાં અકૃત્ય બહુ ભારી,
હો વીર, શું થશે૦ ૩

પ્રમાદમાં પરવશ પડીને, ધર્મને દીધો વિસારી;
માત તાત ત્રિયા સુત માટે, બાંધી કર્મની ભારી,
હો વીર. શું થશે૦ ૪

સંસારસુખ વશ અંધતા પામી, થયો હું અધમ વિહારી;
કેટલા દુર્ગુણ દાખું હું મારા, રાખી ન ઉગરવા બારી,
હો વીર. શું થશે૦ ૫

દયા કરી મુજ દોષ વિસારી, કરૂણા રસ ભંડારી;
અધમ ઉદ્ધારક બિરૂદ સંભારી, **વીર મુનિ** લ્યો તારી,
હો વીર. શું થશે૦ ૬



## ૫૪ પ્રભુ પાસે ગુન્હાની માફી માગવા વિષે.

( ઉપર મુજબ રાગ. )

કર્મ કથની સુણો માહરી હો વીર (૨)
કહું આપ આગે વિસ્તારી, હો વીર. ક૦ એ ટેક.

કાળ અનંત કુકર્મથી રઝળ્યો, કરાલ નિગોદ મોઝારી;
મહા મોહનીય નિંદમાં સુતો, અજ્ઞાન રાત અંધારી,
હો વીર. ક૦ ૧

પૃથવી અપ તેઉ વાઉ વણસ્સઇના, ભવમાં ભટકયો અપારી;
છેદન ભેદન વેદન બહુલાં, મેં સહ્યાં વારંવારી,
હો વીર. ક૦ ૨

ત્રણ વિગલેંદ્રિય માંહિ પ્રભુજી, કર્યા ભવ ભયકારી;
ફરી ફરી પરહાથે મરાણો, સહ્યાં શીત તાપ જારી,
હો વીર. ક૦ ૩
નરક ભવમાં કષ્ટ અનંતાં, અસહ્ય સહ્યાં બહુ વારી;
તિર્યંચ ભવમાં પરવશથી મેં, ભોગવી વેદના અપારી,
હો વીર. ક૦ ૪
દેવભવે થયો ભોગે ભિખારી, કર્યો ન ધર્મ લગારી;
પુણ્યયોગે નરભવ લહી મેં, દીધા આપ વિસારી,
હો વીર. ક૦ ૫
અનંત દુર્ગુણ સ્હામું ન જોશો, દાસ દયા દિલ ધારી;
નાથ સાથ લઈ શિવ સમર્પો, **વીર** વિનંતિ સ્વીકારી,
હો વીર. ક૦ ૬



## પ્રભુપ્રાર્થના વિષે.

(રાગ દેશ.)

મારા નાથ વસ્યા છો છેટા, તોપણ તારજો રે;
પ્રભુ નિજાનંદ સુખમાંહિ, મુને ન વિસારજો રે. મા૦ એ ટેક.
રત્ન ત્રયથી દૂર રહ્યો છું, યતિધર્મ દશ ભૂલી ગયો છું;
વિનયથી ચૂકયો છું, ચરણમાં ધારજો રે. મા૦ ૧
મારૂં તારૂં કરી કરી મેં મમતા, કદી ન ધારી ઉરમાં સમતા;
પાપકર્મ કરતાં, પ્રભુ મુને વારજો રે. મા૦ ૨
માત તાત ત્રિયા સુત માટે, ચાલ્યો સદા અનીતિ વાટે;
પડ્યો છું અઘટ ઘાટે, નાથ ઉગારજો રે. મા૦ ૩
અનંત અવગુણો છે વિભુ મારા, માફ કરી વરસો અમીધારા;
જન્મમરણના ફેરા, **વીર**ના ટાળજો રે. મા૦ ૪



## ૫૬ પ્રભુ પ્રત્યે સેવકની પ્રાર્થના.

(હવે મુને હરિ નામથી નેહ લાગ્યો—એ રાગ.)

વારે આવો વ્હાલા વીર ભવદુઃખ હરવા,
કરગરી ઉભો છું અરજ કરવા રે. વા૦ એ ટેક.

મોહ રાયે દળ સબળ લઈ મારો, લીધો આતમગઢ ઘેરી;
સર્વ પ્રદેશ મારા કર્મે ભેળાણા, હું એકને મળ્યા બહુ વેરી રે.
વા૦ ૧

જ્ઞાન દર્શન ધન લુંટવા લાગ્યા રે, શક્તિ ન રહી હવે મારી;
નાથ ! હવે ઝટ સહાય કરો મારી, વીર મુનિને લ્યો ઉગારી રે.
વા૦ ૨



# જૈન ભજન પ્રકરણ

## ૫૭ વીર મોક્ષ પધારતાં ગૌતમે કરેલો વિલાપ.

(પ્રભુ રસિયા ગિરધારી, બલિહારી સુંદર સ્યામ હો,
તજી અમને મથુરાના વાસી આવા ન બનીયેજી—એ રાગ.)

વીર વ્હાલા ગુણધારી દુઃખહારી જિનરાય હો,
તજી અમને મુગતિના વાસી અળગા ન કરીયેજી. એ ટેક.

પ્રભુદર્શનની લગની અમોને લાગી છે,
દૂરે ન રહેશું થઈ વીર રાગી. જિ૦ ૧

વાણી સુણવાના વ્હાલા ભણકારા વાગે છે,
આપ વિના શૂન્ય શૂન્ય બધું લાગે. જિ૦ ૨

પાવાપુરી તો હવે ખાવાને ધાયે છે,
પ્રભુ! વિરહ અમોથી ન સહેવાયે. જિ૦ ૩
પ્રશ્નો પુછીશું હવે અમો કોની આગેજી,
સંશયો પ્રભુ વિના કોણ ભાંગે. જિ૦ ૪
સાધુ સાધવી સવિ અણમણા બેઠાંજી,
વીર! દર્શન દ્યો તો થાય મન હેઠાં. જિ૦ ૫
શાસન તમારૂં નાથ! અમોથી ન ચાલેજી,
પાખંડીઓના ગર્વ હવે કોણ ગાળે? જિ૦ ૬
મુક્તિ જાતાં રે મુને કેમ રાખ્યો દૂરેજી,
આપે પ્રેમ લગાવ્યો શ્યાને ધૂરે. જિ૦ ૭
અવગુણ મારા સાહમું કદીય ન જોશોજી,
વીર! પાસે બોલાવી ઝટ લેશો. જિ૦ ૮
અનિત્ય ભાવના ભાવ્યે કેવળ પામ્યાજી,
ઘાતિકર્મ સઘળાં વામ્યાં. જિ૦ ૯
ગૌતમ ગણધરની વિનતિ **વીર મુનિ** ગાઈજી,
ગુંદાલા ચોમાસાની માંઈ. જિ૦ ૧૦



## ૫૮ મનુષ્યને ઉપાલંભ પદ.

( રાગ ધીરાની કાફીનો. )

**મનખા દેહ પામી રે, કહે સારૂં શું કર્યું;**
**વીરને વિસારી રે, સંસારમાં મનડું ઠર્યું. મન૦ એ ટેક.**
**નરકમાં જમ મારતા ત્યારે, સંભારતો જગદીશ;**
**મનુષ્ય ભવ પામું તો તેમાં, કહેશો તેમ કરીશ;**
**ઇહાં આવી ભૂલ્યો રે, ત્રિયા દેખી દિલ ફર્યું. મ૦ ૧**

પશુ ભવમાં તું પરવશ રહેતો, સહેતો બહુલાં દુઃખ;
આજ પુણ્યે તું નરભવ પામ્યો, મળીયું સઘળું સુખ;
ફોકટ સમય ગુમાવ્યો રે, ધર્મમાં મન ન ધર્યું. મ૦ ૨
કૂડ કપટ પ્રપંચ કર્યાં બહુ, વળી હણ્યા પર પ્રાણ;
વીર મુનિ કુકર્મ કર્યાંથી, મળશે દુઃખની ખાણ;
ચતુર ચાલ તું ચેતી રે, તો થાશે ધાર્યું કાર્ય કર્યું. મ૦ ૩



## ૫૯ નાશવંત દેહ–પિંજર વિષે.

(જુનું તો થયું રે દેવળ જુનું તો થયું, મારો હંસલો નાનો ને
દેવળ જુનું તો થયું– એ રાગ)

ખાલી તો થયું રે પિંજર ખાલી તો થયું,
માંયલો હંસો જાતાં ને પિંજર ખાલી તો થયું. એ ટેક.
આ તનડાને હંસા મેં તો મોજું મણાવી રે,
પણ રોગેથી અંતે વિણસી ગયું. માંયલો હં૦ ૧
આતમસુખ લેવા માટે તપસ્યા ન કીધી રે,
જીવ જાતાં પિંજર ઈહાં તો રહ્યું. માં૦ ૨
ત્રિયા સુત સારૂ તેં તો પાપ જ કીધાં રે,
પરભવે જાતાં સાથી કોઈ ન થયું. માં૦ ૩
કાયા માયાને જાણી હતી તેં આપણી રે,
રત્ન ફેંકીને ઢેકું કરમાં ગ્રહ્યું. માં૦ ૪
ભવોભવ સંગી ધર્મ કરી લે તું હેજથી રે,
વીર જાશે તેથી ભ્રમણ વહ્યું. માં૦ ૫



## ૬૦ મહાવીર ભજવા વિષે.

(પરધરીએ જા મા રે કેદીની કહું છું કેડો મેલ,
પરનારી વિષડા માંહેલી વેલ રે. પર૦—એ રાગ).

નરભવમાં આવી રે ભજ મહાવીર સાચા સેણુ,
અનેક અધમોને તાર્યાં જેણુ રે. નર૦ એ ટેક.
પર પુદ્‌ગલમાં પ્રાણી મસ્ત થઈ કાં માણે વાલા,
અંધ કાં બને છે છતે નેણુ રે. ન૦ ૧
સગાં ને સનેહી સારૂ કર્મ શું બાંધે વાલા,
લુંટારા લુંટે છે દિન ને રેણુ રે. ન૦ ૨
પરસ્ત્રી પેખીને પ્રાણી વિષયી કયાં બને વાલા,
પરનારી ઝેરીલી ખરી ડેણુ રે. ન૦ ૩
વિભાવ તજી ને નિજ ભાવમાં રમજે વાલા,
ખુલશે અંતર કેરાં નેણુ રે. ન૦ ૪
**વીર મુનિની** શીખ ઉરમાં ઉતારી વાલા,
ધરજે અંતરે વીરનાં વેણુ રે. ન૦ ૫



## ૬૧ કચ્છી ભાષામાં ઉપદેશી પદ.

( કાશી-વાલા શ્રી મહાવીર, બેની રે અમને વા૦—એ રાગ )

કૂડો આએ રે સંસાર, ચેતો રે યારો ! કૂડો આએ રે સંસાર. એ ટેક.
મા પેય તરિયા ધીઅ ને પુતર, મતલભજા મડે યાર. ચે૦ ૧
ખેંણુ પીણુંમેં થીએં સૌ ભેરા, કર્મ ન ગને કોઈ લગાર. ચે૦ ૨
પાપ કચેમેં ન્યાયોં ન પુઠિઆ, પોય જમ ઝલી દીધાં માર. ચે૦ ૩
કાલ અચીને ચોટી જ લીંધો જડેં, ન છદાઈંધો પરવાર. ચે૦ ૪
**વીર મુનિચે** વીર ભજી ગન, (તો) થીંધો તોજો નસતાર. ચે૦ ૫

## ૬૨ દેહની અનિત્યતા વિષે.

( ક્યા દેખે દર્પનમેં મુખડા (૨) રે જી—એ રાગ )

ક્યા ધોવત તન જલસેં મનવા, (૨) રે જી;
ભર્યા મલ અંતરમેં મનવા, (૨) રે જી. એ ટેક.
વીર્ય રૂધિરકા બન્યા પિંજરા, માંસ મૂત્ર મલ જામેં રે જી;
વામેં સુખ ક્યા માનત મૂરખ, ધર મમત નહિ તામેં મનવા,
ધર મમત નહિ તામેં રે જી. ક્યા ધો૦ ૧
વહે અશૂચી નવ રવિ દ્વારે, શૂચી લેશ નહિ તનમેં રે જી;
મળ્યો દેહ યહ પ્રભુ ભજનેકો, થા લીન પ્રભુ ભજનમેં મનવા,
થા લીન પ્રભુ ભજનમેં રે જી. ક્યા૦ ૨
કાચ બર્તન સમ યહ હૈ કાયા, ફૂટ જાયગી છિનમેં રે જી;
**વીર મુનિ** કહે વીર ભજે શિવ-પાવેંગે એક દિનમેં રે જી,
ક્યા૦ ૩



## ૬૩ દેહાભિમાન તજવા વિષે.

( રાગ ઉપર પ્રમાણે )

ક્યા મોહિત હો તનમેં મનવા (૨), રે જી;
અંત ખાખ બનેગી બનમેં મનવા (૨), રે જી. ક્યા૦ એ ટેક
સ્નાન શૃંગાર કરત નિત્ય મૂરખ, ચાવત પાન વદનમેં રે જી;
તેલ ફુલેલ અત્તર લગાવત,
મુખ દેખત દર્પનમેં મનવા (૨) રે જી. ક્યા૦ ૧
માંસ રૂધિર મલ મૂત ભરેલા, ક્યા રાચત ત્રિય તનમેં રે જી;
સડન પડન વિધ્વંસન કાયા,
નાશ હોત એક છિનમેં મનવા (૨), રે જી. ક્યા૦ ૨

ભાંડ ભવાઈ સીનેમા નાટક, પેખત હરખત મનમેં રે જી;
ચોરી જારી જુગારીસેં હોગા,
વાસ નરક ભવનમેં મનવા (૨), રે જી. ક્યા૦ ૩
પેખ રંકકો મનમેં હસતે, ધરત ગર્વ તું ધનમેં રે જી;
કાલ બાજકી ઝપટ લગેગી,
જાત ઉડ ગગનમેં મનવા (૨), રે જી. ક્યા૦ ૪
ફિર મિલેગી યહ નહિ કાયા, કર લે ધર્મ જીવનમેં રે જી;
**વીર** મુનિકી શીખ માન કર,
ધર પ્રીત વીર વચનમેં મનવા (૨), રે જી. ક્યા૦ ૫



## ૬૪ સ્વાર્થી જગત વિષે.

( રાગ ઉપર મુજબ. )

જૂઠા જગત તમાસા પ્યારે, જૂઠા જગત તમાસા રેજી. એ ટેક.
માતપિતા સુત ભ્રાતા ભગની, મતલબકા સબ દાસા રેજી;
ઉઠ ચલે સબ નિકટ સંબંધી,
પડે ઉલટ જબ પાસા પ્યારે (૨), રે જી. જૂ૦ ૧
યુવતી પ્રેમ ધરત નિજ પતિપેં, જબ પતિ પૂરત આશા રેજી;
બિન મતલબ પતિ પ્રાણ હરત હૈ,
કરત અન્યસેં હાસા પ્યારે (૨), રે જી. જૂ૦ ૨
મનહર ત્રિયકે સાથ નિશદિન, કરત ભોગવિલાસા રેજી;
રોગ મૃત્યુ વશ થાયે તબ પતિ,
ધરત અન્ય ત્રિય પ્યાસા પ્યારે (૨), રે જી. જૂ૦ ૩
ગાય ભેંસકો સ્વાર્થ લગી સબ, માલ ખિલાવત ખાસા રેજી;

બંધ હોત જબ દૂધ મિષ્ટ તબ,
ચારત નહિ કછુ ઘાસા પ્યારે (૨), રે જી. જૂ૦ ૪
જબ લગ તરૂપેં પલ્લવ પેખત, પંછી કરત નિવાસા રેજી;
દાવાનલસેં દાહ દેખકર,
છોડત છિનમેં વાસા પ્યારે (૨), રે જી. જૂ૦ ૫
જહાં દેખું તહાં સ્વારથમય જગ, કૌન સ્વામી કૌન દાસા રેજી;
**વીર મુનિ** નિત્ય વીર ભજ્યાસેં,
હોગા મોક્ષનિવાસા પ્યારે (૨), રે જી જૂ૦ ૬



## ૬૫ જીવોએ ગુરૂ પ્રત્યે અઢાર પાપની કરેલ આલોયણા વિષે.

(પાપ તારૂં પ્રકાશ જાડેજા, ધર્મ તારો સંભાળ રે;
તારી બેડલી બુડવા નહિ દઉં, જાડેજા રે, એમ તોરલ કે'છે—એ રાગ.)

પાપ ગુન્હાઓ ત્યાગી જીવડલા, પ્રભુશરણે તું આવ રે;
તારી બેડલી બુડવા નહિ દિયે, જીવોને રે
એમ ગુરૂજી કે' છે. એ ટેક.
કરી [1]હિંસા મેં અપાર ગુરૂજી, કરી હિંસા મેં અપારરે;
કરૂણા કોઈ પર ના ધરી, ગુરૂજીને રે એમ જીવો કે'છે. ૧
જૂઠ[2] બોલ્યો દિનરાત ગુરૂજી, જૂઠ બોલ્યો દિનરાતરે;
સત્યથી રહ્યો હું વેગળો, ગુ૦ ૨
કરી [3]ચોરી અગણિત ગુરૂજી, કરી ચોરી અગણિતરે;
રાંક અનાથ મેં ના ગણ્યા, ગુ૦ ૩
કરી પરનારી[4] શું પ્રીત ગુરૂજી, કરી પરનારી શું પ્રીતરે;
શીલ વ્રતને લઈ ખંડિયાં, ગુ૦ ૪

ધન[૫] કારણ કર્યાં પાપ ગુરૂજી, ધન કારણ કર્યાં પાપરે;
અન્યાય કરી ધન મેળવ્યાં, ગુ૦ ૫
ચાર [૯]કષાય મહા ક્રૂર ગુરૂજી, ચાર કષાય મહા ક્રૂરરે;
વાર અનંતી આચર્યાં, ગુ૦ ૬
રાગ[૧૦] દ્વેષ[૧૧] વસી વાસ ગુરૂજી, રાગ દ્વેષ વસી વાસરે;
અઘોર કર્મો કેઇ કર્યાં, ગુ૦ ૭
જમિન જોરૂ જર કાજ ગુરૂજી, જમિન જોરૂ જર કાજરે;
ક્લેશ[૧૨] કરી બહુ જન હણ્યા, ગુ૦ ૮
ગુણી શિર દીધાં [૧૩]આળ ગુરૂજી, ગુણી શિર દીધાં આળરે;
સાધુ સતી સંતાપિયાં, ગુ૦ ૯
ચાડી[૧૪] કરી અસમાન ગુરૂજી, ચાડી કરી અસમાનરે;
નિંદા[૧૫] કરી ભારે થયો, ગુ૦ ૧૦
[૧૬]રતિઅરતિનાં પાપ ગુરૂજી, રતિઅરતિનાં પાપરે;
[૧૭]માયા મૃષા બોલ્યો ઘણું, ગુ૦ ૧૧
રાખી [૧૮]મિથ્યા શલ્ય ગુરૂજી, રાખી મિથ્યા શલ્યરે;
સાતે વ્યસનો સેવિયાં, ગુ૦ ૧૨
જેટલા અંગના રોમ ગુરૂજી, જેટલા અંગના રોમરે;
એટલા દોષો મેં કર્યાં, ગુ૦ ૧૩
અધમ તણા કરૂણાળ ગુરૂજી, અધમ તણા કરૂણાળરે;
અમ સરિખાને તારજો, ગુ૦ ૧૪
સર્વ ગુન્હા કરી માફ ગુરૂજી, સર્વ ગુન્હા કરી માફરે;
વીરને વીર પદ આપજો, ગુ૦ ૧૫



## ૬૬ ચાર પ્યાલા.

**[કોઈ સરલાત્માને ગુરૂએ પ્યાલો પાયો તે બીજાને ધર્મના ચાર પ્યાલાનો બોધ કરે છે તે વિષે]**

( પ્યાલો અમને પાયો રે, ગુરૂએ મારે પ્રેમે કરી–એ રાગ. )

પિઆલો ગુરૂએ પાયો, ભૂખ તરસ સર્વે ટળી;
ઉરમાં હર્ષ ન માવેરે, રોમે રોમે શાંતિ વળી. પિ૦ એ ટેક.
પહેલો પ્યાલો જ્ઞાનનો, પાયો પ્રેમ ભરી;
અજ્ઞાન વહેમ સર્વે ટળ્યાં, ખૂલી ગઈ આતમ કળી;
સ્યાદ્વાદ નિક્ષેપ નય, જાણ્યા ભેદ વળી;
લોકાલોકના ભાવો રે, ભાળ્યા મેં તો જરા રે જરી. પિ૦ ૧
બીજો પ્યાલો પીતાં થકાં, થયો જ ગ્રંથીભેદ;
ભવ અનંતા ક્ષય થયા, ટળ્યો અંતરનો ખેદ;
અપૂર્વ શ્રદ્ધા પ્રગટયા થકી, થયો ઉર પ્રમોદ;
ભ્રમણા સર્વે ભાંગી રે, નિજાનંદે વૃત્તિ ઠરી. પિ૦ ૨
ત્રીજે પ્યાલે ગુરૂએ દિયા, ચારિત્ર પંચ પ્રકાર;
આસ્રવ કર્મ આવ્યા તણાં, થયાં બંધ સવિ દ્વાર;
જગજંજાલ છુટી બધી, મટિયો મોહ વિકાર;
સ્વ રમણુ સુખ માણ્યું રે, શમ રસ પાન કરી. પિ૦ ૩
ચોથે પ્યાલે તપ પાઈયો, બાહ્યાભ્યંતર બાર;
પ્રગટયો કર્મક્ષય થકી, કેવલ જ્યોતિ અપાર;
અનંત સુખ અક્ષય પદે, સ્થિર થયા સુવિચાર;
વીર ગુરૂના બોધે રે, અનેક જીવો ગયા રે તરી. પિ૦ ૪



## ૬૭ ધર્મ પર ચિત્ત લગાડવા વિષે.

( ચઉપ્પઈ. )

જેહવું તરસ્યું ચાહે છે પાણી, એહવું ધર્મે રાખો ચિત્ત જાણી.
એ ટેક.

જેહવી માતા રાખે પુત્રે પ્રીત, પનિહારી ઘટે રાખે ચિત્ત,
શશી સમુદ્રે રાખે જેવી મિત્ત, કમલે સૂર્ય રાખે જેવી રીત.
ચંદ્રે કુમુદિની પ્રીતિ પ્રમાણી. એ૦ ૧
જેવો જળથી માછલી પ્રેમ રાખે, જેવો પ્રેમ ક્ષીરે નીર નાખ્યે;
હરણ વીણા સ્વરે જેમ ઝુલે, અહિ મોરલીએ જેમ ડોલે.
ચાતક ચાહે જેમ મેઘ પાણી. એ૦ ૨
પતંગ દીપક જેમ ચ્હાય, કામી કામનીને જેમ ધ્યાય;
મયૂરનું મન મેઘમાં જાય, ભૂખ્યો અન્નનો કરે જ્યું ઉપાય.
નટ્ટ વૃત્તિ દોરે જ્યું જોડાણી. એ૦ ૩
જેવો સીતાને રામથી રાગ, જેમ શીતે ઠરેલ ચાહે આગ;
જેમ સતી પતિમાં દિલ લાય, તેમ ધર્મી ધર્મે મન ઠાય.
**વીર** પામે તેહ શિવ ઠાણી. એ૦ ૪



## ૬૮ વિદેશી વસ્ત્રોના પરિહાર વિષે.

( પિઆલો અમને પાયો રે, ગુરૂએ૦ એ રાગ. )

ધર્મી બંધુ ત્યાગજો રે, વિદેશી ચીજો પાપ ભરી;
સ્વદેશી વ્રત ધારજો રે, (તો) સંસારાબ્ધિ જાશો તરી. ધ૦
એ ટેક.

એક જીવના નાશથી, ધર્મી મન કચવાય;
અસંખ્ય જીવ સંહારથી, વિદેશી વસ્ત્રો વણાય;

ચરબીથી બનેલાં રે, શાસ્ત્રે પણ મના કરી. ધ૦ ૧
જે ચરબીને દેખતાં, સુગ અગણિત થાય;
ભ્રષ્ટ આભડછેટ ભર્યાં, વસ્ત્રો અંગ ધરાય;
નિર્દય વણનારા રે, તેના દોષો આવે તરી. ધ૦ ૨
બારીક વસ્ત્રો પહેરીને, વહુ બેટી ને માય;
ધર્મસ્થાને કે અન્ય સ્થળે, જતાં કેવી વરતાય;
શું શર્મ તેની નાવે રે, નીચો કરતા નજર બૂરી. ધ૦ ૩
પાપી પાપ વ્યાપારને, ઉત્તેજને થાય કર્મ;
સ્વ પરનું હિત ચાહો તો, તજો એહ અધર્મ;
(તો) ધર્મ સચવાશે રે, **વીર** શીખ હિતભરી. ધ૦ ૪



## ૬૯ જગતની વસ્તુ સાથે ન આવવા વિષે.

(માંહેલા તું આતમાને વાર, માંહેલા તું પ્રાણિયા ને વાર;
મૂકી દે દેહનો અહંકાર, કાયા તારી જાણજે કાચી—એ રાગ.)

જીવડા! તું તારૂં રે સંભાળ, સઘળા દોષોને તું ટાળ;
અંતર્મુખેથી નિહાળ, દુનિયા જાણજે જૂઠી. એ ટેક.
મંદિર મહેલો નાવે કામ, નહિ આવે ગરાસ ને ગામ;
ધર્યાં રહેશે ઈહાં દામ, જાવું ઠામ તજી ઠાલો. જી૦ ૧
જગનો સકલ સંબંધ, જાવું તજીને પ્રબંધ;
મોહમાં મુંઝા મા તું અંધ, સર્વે માયાની જાલો. જી૦ ૨
રાખે ન તાત માત આંહી, રાખે ન ત્રિયા ઘર માંહી;
રાખે ન સગાં ઝાલી બાંહી, થાશે ન તારો કો વ્હાલો. જી૦ ૩
ભૂપતિ ગયા મૂકી રાજ, પડયા રહ્યા સવિ સાજ;
સુકૃત થયાં નહિ કાજ, કરી ચાલ્યા આતમ મેલો. જી૦ ૪

શણગારે તન દિન રાત, ખવરાવે ખીર ખાંડ ભાત;
**વીર** તે બળી જાશે ગાત, પડી રેશે જંજાલો. જી૦ ૫



## ૭૦ સદ્‌ગુરૂ શોધ કર્યા વિષે.

( રાગ ધીરાની કાફીનો. )

શોધો ગુરૂ જ્ઞાની રે, નિસ્પૃહી જગથી ન્યારા;
મારૂં તારૂં ત્યાગી રે, અપ્રતિબંધ ફરનારા. શો૦ એ ટેક.
ખલ જન વેણુ કાને સુણતાં, નાવે જેહને ક્રોધ;
અઘોર પરીષહ સહે શાંતિથી, ન કરે કોઇથી વિરોધ;
આતમને શોધે રે, સ્વરૂપાનંદે રમનારા. શો૦ ૧
અંતર્મુખ વૃત્તિ નિત્ય રાખે, ભાંખે સરલાં વેણુ;
સૌને બોધ આપે સમ ભાવે, જેનાં પ્રેમે ભરેલાં નેણુ;
આતમવત્ ગણે સહુને રે, ભેદ વિના જોનારા. શો૦ ૨
વાસના સર્વે દૂરે ત્યાગી, રમતા નિજ સ્વરૂપ;
ૐ સોહં જપ શ્વાસે રટતા, એને જાણે ત્રિજગના ભૂપ;
**વીર** ગુરૂ એહવા રે; પુણ્યે મળે તારનારા. શો૦ ૩



## ૭૧ જિનધર્મ પાળનારા શૂરા વિષે

( પૂર્વોક્ત રાગ. )

જિન ધર્મ છે શૂરાનો રે, કાયર પગ ટકે નહિ;
ખાંડાની ધારે ચાલી રે, ખેલ ખેલવા છે સહિ. જિ૦ એ ટેક.
ચંડાલ ચોકડી ચિહું દિશ ઘેરે, રાગ રોષ વડ ઝુઝાર;
તેર કાઠિયા લુંટે લુંટારા, મદ ધાડું પાડનાર;
મોહ ભીલ ભુંડો રે, મારે અસ્ત્ર શસ્ત્ર ગ્રહી. જિ૦ ૧

વિકથા દાસી રાક્ષસી જેવી, મિથ્યાત છે ફોજદાર;
નિદ્રા તારો ગઢ ઘેરી લેશે, ઈંદ્રિયો સર્વ હરનાર;
આઠ અરિ ફરે સાથે રે, આતમ ધન ચોરે રહી. જિ૦ ૨
સોળ કષાય ને ત્રેવીશ વિષયો, આદિ રિપુઓ અપાર;
તે સાથે લડી લેવું છે તારે, મુક્તિપુરીનું દ્વાર;
જિત ગુરૂકૃપાથી રે, ક્ષમા ખડગ કર લહી. જિ૦ ૩
મૃગાપુત્ર ને જંબુ સ્વામી, વળી થાવરચા કુમાર;
શૂરા થઈ ને લડયા કર્મોથી, તો પામ્યા કેવલ સાર;
ચેતન શક્તિ અનંતી રે, **વીર** પ્રગટ કર અહીં. જિ૦ ૪



## ૭૨ સદ્ગુરૂ રૂપ પગીને બોલાવવા વિષે.

(પૂર્વોક્ત રાગ.)

પગીને બોલાવો રે, પગેરૂં કાઢે ચોર તણું;
નાયક જો આવે ભેળો રે, તો ગએલું મળે આપણું. પ૦ એ ટેક.
કામ ક્રોધ મદ લોભ મસ્તાના, નિર્દયી મ્હોટા ચોર;
જ્ઞાન દર્શન ચારિત્ર ખજાનો, ચોરે છે ચારે કોર;
મૂર્ખ તું રહ્યો સૂતો રે, ઘેન માંહિ વાયું વ્હાણું. પ૦ ૧
તાળાં રે તોડી તેજૂરી ખોળી, લ્યે સાર માલ અપાર;
વિષય રસે લપટાઇ રહ્યો તું, પુત્ર ત્રિયા પરિવાર;
ખંતેથી બધું ખોળી રે, લઈ જાશે નિજાનંદ નાણું. પ૦ ૨
સદ્ગુરૂ સાચા પગી લે સંગે, સમકિત નાયક સાથ;
કષાય ચોરને પકડી દેશે, મળશે આતમ ધન હાથ;
**વીર** મોજું તે માણે રે, જેણે ઓળખિયું ટાણું. પગી૦ ૩



## ૭૩ ધર્મીની દશા વિષે.

( અનુભવીને એકલું રે, આનંદમાં રહેવું રે—એ રાગ. )

ધર્મરંગી આતમાને ધર્મમાં રહેવું રે,
સુખ દુઃખ આવ્યે સવિ શાંતિથી સહેવું રે. એ ટેક.
એકલો આવ્યો આતમા ને એકલું જાવું રે,
સગાં સનેહી મિત્ર માટે વહાલું નવિ થાવું રે. ધ૦ ૧
આ કંચન સરિખી દેહ જોને! ખાખ થાશે રે,
મંદિર મેડી માળ મૂકી એકિલો જાશે રે. ધ૦ ૨
નિરૂપાધિક સુખ સમું સ્વર્ગ સુખ ન આવે રે,
સંસારવર્દ્ધક ઉપાધિ કર્મ બીજ કાં તું વાવે રે. ધ૦ ૩
**વીર મુનિ** કહે વીર-પ્રભુ ભજ તું ભાવે રે,
સાદિ અનંત શિવ સુખ જેથી જીવ પાવે રે. ધ૦ ૪



## ૭૪ જીવ પુદ્‌ગલમાં રમવા વિષે.

( હાંરે મન માયાના કરનારા રે—એ રાગ. )

હાંરે જીવો નિજાનંદે રમનારા રે, કેમ રમે પુદ્‌ગલ કરી મારાં?
તજ વિષય વિષ સમ ખારા રે, તેનાં ફળો અંતે છે નઠારાં.
એ ટેક.
કાલ અનંત નિગોદમાં રખડ્યો, સહ્યાં દુઃખ અપારાં;
ઓઘ પુણ્યે તું નર ભવ પામ્યો, ભૂલ્યો કયું દુઃખ ગેમારા રે. કે૦૧
માત તાત સુત ભ્રાતા ભગિની, સજ્જન ને પરિવારા;
મારૂં મારૂં કરી કર્મ બાંધ્યાં પણ, એ સ્વાર્થ સુધી છે તારાં રે. કે૦૨
રાય રાણા ચક્રધર જેવાના, પડ્યા રહ્યા ભંડારા;
પામર! તારી અલ્પ ઋદ્ધિમાં, શું ધરે મન અહંકારા રે? કે૦૩

કાયા માયા સવિ સંગ ન આવે, જાવું એકીલું નોધારા;
સ્વપ્ન દર્શન સમ જગ જાણી ભજ, વીર વિભુ સુખકારા રે. કે૦ ૪



## ૭૫ ગજસુકુમાલનો દેવકી પ્રત્યે જવાબ.

[ દેવકીજી સંસારની લાલસા બતાવતાં ઉત્તરમાં
ગજસુકુમાલ કહે છે. ]

( શું કરવું છે રાણા ! શું કરવું છે રે,
હીરા માણેકને મારે શું કરવું છે રે—એ રાગ. )

શું કરવું છે માજી ! શું કરવું છે રે,
વિષયના સુખને મારે શું કરવું છે રે. એ ટેક.
રાજના મહેલો મારે કામ નહિ આવે માજી,
ગિરિગુફામાં મારે ધ્યાન ધરવું છે રે. વિ૦ ૧
શાલ ને દુશાલા મારે કામ નહિ આવે માજી,
સંજમ રક્ષાનાં વસ્ત્રો પ્હેરી ફરવું છે રે. વિ૦ ૨
ધાતુનાં પાત્રો મારે કામ નહિ આવે માજી,
કાષ્ટના પાત્રે મારે ભોજન વ્હોરવું છે રે. વિ૦ ૩
ખટ રસ આહાર મારે કામ નહિ આવે માજી,
નીરસ અન્નેથી મારે ઉદર ભરવું છે રે. વિ૦ ૪
હીરા મોતીના હારો કામ નહિ આવે માજી,
યમ નિયમ હારો ધારી ઠરવું છે રે. વિ૦ ૫
ગજ ઘોડાની સ્વારી કામ નહિ આવે માજી,
પગની સ્વારીએ ચાલી મન મારવું છે રે. વિ૦ ૬
ગજકુમાર કહે માજી વીર બનીને નિત્યે,
નેમ સાથ રહી મારે ભવ જળ તરવું છે રે. વિ૦ ૭



## ૭૬ જંબૂ સ્વામીનો સંવાદ.

[ જંબૂ સ્વામીએ માતા સ્ત્રીને પ્રત્યુત્તર આપી દીક્ષા ધારણ કર્યા વિષે ]

( લારે લેતો જાને રાજા ભરથરી રે જી.—એ રાગ )

ઋષભ શાંતિ વીરને નમી રેજી, ગાશું જંબૂકુમાર રે;
બ્રહ્મવ્રત ગ્રહ્યું બાળ વયપણે રેજી, પછી તજ્યો સકલ સંસારરે.
ધન્ય ધન્ય ધન્ય જંબૂ સ્વામીને રેજી. ૧

સ્વામી સુધર્મ બોધ સાંભળી રેજી, આવ્યા જનનીની પાસરે;
હોય કર જોડી એમ વિનવે રેજી, આણી હૃદય ઉલ્હાસરે.
અનુમતિ આપો મોરી માવડી રેજી. ૨

રતન ચિંતામણિ સારિખાં રેજી, પાંચે મહાવ્રત સારરે;
નાણું રે દેતાં જે નવ જડે રેજી,
તે લેવા થયો હું તૈયાર રે. અ૦ ૩

માત કહે રે સુણો બાલુડા રેજી, મ કરો એહવી વાત રે;
ભોગ રે ભોગવો સંસારના રેજી, સ્વર્ગના સમ સાક્ષાત રે.
સંજમ મત લેજે મોરા મોહના રેજી. ૪

ભોગ તો રોગના કરનાર છે રેજી, કિંપાક ફળના સમાનરે;
ખાતાં મીઠા લાગે પણ આખરેજી,
મૃત્યુક કેરા નિદાનરે. અ૦ ૫

ભર્યા રે ભંડાર તારા ધનતણા રેજી, ખાઓ ખરચી લ્યો લાવરે;
સાત પેઢી લગે તો ખુટે નહિ રેજી,
વડા એ પુણ્યના પ્રભાવરે. સં૦ ૬

સોના રે રૂપા ને માણેક વળી રેજી, હીરા રતન અમૂલ્ય રે;

અજ્ઞાની મુંઝાએ છે તેહમાં રેજી,
હું માનું પત્થરની તુલ્ય રે. અ૦ ૭
હીર ચીર અવલ પિતાંબરૂ રેજી, રંગ રંગીલા શણગાર રે;
લિયો રે લ્હાવો ને મોરા નાનડા રેજી,
ફરી ફરી નથી મળનાર રે. સં૦ ૮
હીર ચીર અંબરને શું કરૂં રેજી, શૃંગાર અંગાર સમાનરે;
પર પુદ્‌ગલમાં રાચું નહિ રેજી,
રાચે અજ્ઞાની નાદાન રે. અ૦ ૯
મૃગ રે નયની ગજગામની રેજી, રતિ સમ તારે આઠે નાર રે;
છતી રે મળી છે તેને કેમ તજો રેજી,
ભોગવો ભોગ ઉદાર રે. સં૦ ૧૦
દુર્ગંધ ભરેલ નારી દેહડી રેજી, ખાલ કુંડીના સમાન રે;
અશુચી વહે રે દ્વાર બારથી રેજી,
રાચું કેમ થઇ હું જાણ રે. અ૦ ૧૧
સ્વજન સંબંધી ઘણા તાહરે રેજી, તેમ પરિજનનો નહિ પાર રે;
ખમા રે ખમા રે તુંને સહુ કહે રેજી,
તે કેમ તજો હિતકાર રે. સં૦ ૧૨
સગાંઓ સ્વાર્થી છે સંસારમાં રેજી, સ્વાર્થ સર્યે નાસી જાયરે;
કર્મ ઉદય આવ્યાં જીવને રેજી,
ભાગી કોઈ નવ થાય રે. અ૦ ૧૩
અમે રે જીવિયે વાલા જ્યાં લગે રેજી, કરવી ન દીક્ષાની વાત રે;
વંશ વધ્યા ભુક્ત ભોગીના પછી રેજી,
સંજમ લેજે સુજાત રે. સં૦ ૧૪
ઘડી રે ભરોંસો નહિ દેહનો રેજી, પહિલા પછી કોણ જાય રે;

કાલ રે ભમે છે શિર ઉપરે રે જી,
ધાર્યું કોઇનું નવ થાય રે. અ૦ ૧૫
અંતરાય મુને માતા મત કરો રે જી, ક્ષણ લાખેણી મોરી જાયરે;
અસાર સંસારે હું કેમ રહું રે જી,
જિહાં નિત્ય કર્મ બંધાય રે. અ૦ ૧૬
માત કહે રે સુત સાંભળો રે જી, ચરિત્ર છે ખાંડાની ધાર રે;
પરિષહ સહેવા અતિ આકરા રે જી,
વિકટ છે કરવા વિહાર રે. સં૦ ૧૭
ઘણાં દુઃખ નરક નિગોદનાં રે જી, મેં સહ્યાં અનંતી વાર રે;
તે દુઃખ આગે વ્રત દુઃખ નહિ રે જી,
ભાવી સુખ કરનાર રે. અ૦ ૧૮
કોમળ કાયા છે વચ્છ તાહરી રે જી, સહેવાશે કેમ તરસભૂખ રે;
દારૂણ લોચનું કષ્ટ જિન કહ્યું રે જી,
તેમ શીત તાપનાં દુઃખ રે. સં૦ ૧૯
મન દઢતા ધરી વિચરશુ રે જી, કરી તન મમતાને દૂર રે;
અનાદિ કાયરતા છોડી કરી રે જી,
પાળીશ વ્રત થઈ શૂર રે. અ૦ ૨૦
આઠે ત્રિયા મળી એમ વિનવે રે જી, વાલા મુકો કેમ નિરાધારરે;
આપને આતમ અમે અર્પિયા રે જી,
અમને આપનો આધાર રે.
સંજમ મત લેજો મારા વાલહા રે જી. ૨૧
જંબૂ કહે રે ભામનીઓ પ્રત્યે રેજી, મેં જાણ્યો અસ્થિર સંસારરે;
સાચું રે સગપણ જો લેખવું રે જી,
તો લ્યો સંજમ હમ લાર રે.
અંતરાય કોઈ તમે મત કરો રે જી. ૨૨

ગુરૂજી આગળે મેં અંગીકર્યું રે જી, સાચું શિયલ રતન રે;
ગણું વડી માતા લઘુ બેનડી રે જી,
કરવા શિયલ જતન રે. અં૦ ૨૩
છતા રે ભોગને નાથ કેમ તજો રેજી, વ્રત છે વસમી વાટ રે;
મેઘ રે કુમાર રહનેમિ પરે રે જી,
થાશે બહુલો ઉચાટ રે.
મુને મત કહેજો બેની નાથજી રે જી. ૨૪
નરકનાં દુઃખ જેણે અનુભવ્યાં રે જી, તે કેમ વંચ્છે કૂડા ભોગ રે;
સંજમ આપે છે સુખ મોક્ષનાં રે જી,
ગાળે છે કર્મના રોગ રે. અં૦ ૨૫
મંદિર સુંદર વન વાડીઓ રે જી, સુખકર સર્વ સંજોગ રે;
અમ સાથે સુખ રૂડાં ભોગવો રે જી,
ફરી નહિ મળે આવો જોગ રે. મુ૦ ૨૬
દેવને દુર્લભ કહ્યો નરતનુ રે જી, મહાપુણ્યે મળ્યોછે ઈણુ વારરે;
ક્ષણ એક સુખના કારણે રે જી,
પડે કોણ નરક મોઝાર રે. અં૦ ૨૭
વાડી ગાડી લાડી સર્વે કારમાં રે જી, કારમી કુટુંબ જંજાળ રે;
સાચો ભરોંસો મારે ધર્મનો રે જી,
બીજું સવિ આળપંપાળ રે. અં૦ ૨૮
સાથ ન લાવ્યા રે કાંઈ આપણે રેજી, સાથ ન ચાલે તેમ કાંઈરે;
થોડા રે જીવનના કારણે રે જી,
કોણ કરે કર્મ કમાઈ રે. અં૦ ૨૯
આઠ કથા કહી ભામની રે જી, આઠ કહી જંબૂ કુમાર રે;
બોધ પમાડી ત્રિયા આઠને રે જી,
વ્રત લેવા કરી તૈયાર રે. ધ૦ ૩૦

સાસુ રે સસરાને બુઝવ્યાં રે જી, બુઝવ્યાં માત ને તાત રે;
પાંચસેં ચોરને તેમ બુઝવ્યા રે જી,
લેઇ સઘળા સંઘાત રે. ધ૦ ૩૧
સુધર્મા સ્વામીની પાસે આવિયાં રે જી, લીધો છે સંજમ ભાર રે;
માત રે તાતને અજવાળિયાં રે જી,
અજવાળ્યો પરિવાર રે. ધ૦ ૩૨
ચરમ કેવલી થઈ પામિયા રે જી, જંબૂ શિવપુર ધામ રે;
**વીર મુનિ** ભણે એવા સંતને રે જી,
હોજો હમેશાં પ્રણામ રે. ધ૦ ૩૩



# ઉપદેશ પ્રકરણ

---

## ૭૭ સંસારની અસારતા વિષે.

( રાગ આશાગોડી )

સંસાર છે દુઃખદાઈ, અહો બંધુ ! સંસાર છે દુઃખદાઇ. એ ટેક.
જન્મ જરા ને મરણતણા તો (૨), ભય અગણિત છે ભાઈ. અ૦ ૧
રોગ શોગ ને વિયોગ ઘણેરા (૨), શું રાચે છે લોભાઇ. અ૦ ૨
કુટુંબ કાજ તું કર્મ કરે છે (૨), પણ સ્વાર્થની છે સગાઈ. અ૦ ૩
લાડી ગાડી સાથ ન ચાલે (૨), જાતાં પર ભવ માંઈ. અ૦ ૪
મંદિર મેડી માલ ખજાના (૨), મેલી જવા સવિ આંઈ. અ૦ ૫
સંસાર સુખ તો કારમું જાણી (૨), ધર્મ કરો લય લાઇ. અ૦ ૬
**વીર મુનિ** કહે વીર વિભુને (૨), ભજતાં સુખ સદાઈ. અ૦ ૭



## ૭૮ જગતના ખોટા મોહ વિષે

(જીવડા હજી જરા તું ચેત, બાજી આ છે છેલ્લી રે, જી૦—એ રાગ.)

જીવડા તજી જગત જંજાળ, ભજી લે વીર પ્રભુને રે, જી૦ એ ટેક.

માત તાત સુત લાગે વ્હાલાં, કર્મ કરે ત્રિય સારૂ કાળાં;
અંતે થશે ન તારૂં કોઈ, શીદને મોહ ધરે છે રે. જી૦ ૧

પાપ કરી તું પેટ ભરે છે, કંઈક જીવોના પ્રાણ હરે છે;
નથી થાતો તને વિચાર, જાવું છે જમના દ્વારે રે. જી૦ ૨

પર પંચાતો કરવા ચાલે, પગ હેઠે બળતું નવ ભાળે;
થાશે અંતે તારા બેહાલ, પાપ ઉદય જબ આવે રે. જી૦ ૩

ગામ ગપ્પામાં રાખે પ્રીતિ, ધન માટે તું કરે અનીતિ;
પુદ્ગલથી રાખી પ્યાર, આતમ ધનને તું હારે રે. જી૦ ૪

થયો વ્યસનો માંહે પૂરો, અપકૃત્યો કરવામાં શૂરો;
કરી કુસંગ તું અપાર, બન્યો નરક અધિકારી રે. જી૦ ૫

પરનારીને કીધી પ્યારી, નાત ધર્મને દીધાં વિસારી;
બન્યો જુગારી થૈ મસ્તાન, બાપનું નામ જ બોળ્યું રે. જી૦ ૬

જૂઠું બોલે જૂઠું ચાલે, વિશ્વાસીને ઓછું આલે;
કરી કપટ કળા અભ્યાસ, તેથી ગયો ભવ હારી રે. જી૦ ૭

આવ્યો બાંધી મૂઠી સાથે, મૂર્ખ જાઈશ તું ઠાલે હાથે;
આગળ નથી તુજ ઘર બાર, છેવટ પસ્તાવો થાશે રે. જી૦ ૮

પર પ્રણુતિને દૂરે ત્યાગી, નિજ પ્રણુતિનો થા તું રાગી;
**વીર મુનિ** કરી ગુરૂ સેવ, અમર પદ પ્રાપ્ત કરી લે રે. જી૦ ૯



## ૭૯ પ્રભુ ભજવા વિષે.

(જીવડા હજી જરા તું ચેત, બાજી આ છે છેલ્લી રે, જી૦—એ રાગ)

જીવડા ભજી લેને ભગવાન, મળી છે આ તક સારી રે,
જી૦ એ ટેક.

નવ ઘાટી ઓળંગી આજે, નર તન પામી પુણ્ય ઝાઝે;
કરી લે તું પુણ્યનાં કામ, આ દેહ દેશે બાળી રે. જી૦ ૧
રંગો તો સંધ્યાના જેવા, તન ધન તું જાણી લે તેવાં;
તેને વિણસતાં શી વાર, હે તું મમતા વારી રે. જી૦ ૨
માત તાત સુત ભ્રાતા નારી, મતલબનાં છે સૌ એ યારી;
તજી સ્વાર્થીઓ સંસાર, સુખકર ધર્મ લે ધારી રે. જી૦ ૩
ફરી નર ભવ નહિ મળશે, ગયો સમય પાછો નહિ વળશે;
તેથી ચેતી ચાલ તું યાર, ગુરૂ આણા શિર ધારી રે. જી૦ ૪
**વીર મુનિ**ની શિક્ષા માની, ભજ ભયહર પ્રભુ જ્ઞાની;
એથી જન્મ મરણ દુઃખ જાય, થા શિવનો અધિકારી રે. જી૦ ૫



## ૮૦ શરીર રૂપ વન વિષે.

( અહો બંધુ ! જૂઠી જગતની માયા—એ રાગ )

મુસાફિર ! આ તન વન નહિ સારૂં,
કેમ ગણે તું તે પ્યારૂં. મુ૦ એ ટેક.

એ વનમાં રહેઠાણ ન રૂડાં (૨), બેઠક બાગ ન ચારૂ. મુ૦ ૧
સગાં સંબંધી હેતુ ન દીસે (૨), રિપુ તો ત્યાં છે હજારૂ. મુ૦ ૨
વાઘ સિંહ ચિહું કોર ભમે છે (૨), નથી ઉગરવાનું બારૂં. મુ૦ ૩
લુંટારા સ્થળ સ્થળ ભટકે છે (૨), લેશે લુંટી ધન તારૂં. મુ૦ ૪

જન્મ મરણુ ભયથી એ ભરેલું (૨), સ્થાન દુઃખદ નઠારૂં. મુ૦ ૫
લાલચ લપસણુ છે ત્યાં બહુલી (૨), ભુલવણી છે અપારૂં. મુ૦ ૬
**વીર મુનિ** કહે વીર બનીને (૨), છોડી દે એ વન અકારૂં. મુ૦ ૭



## ૮૧ શરીર રૂપ ઘર વિષે.

( રાગ ઉપર મુજબ )

પંથી ! આ રે સદન નહિ તારૂં,
કેમ કહે મારૂં મારૂં. પં૦ એ ટેક.

વીર્ય રૂધિરથી મૂલ બનેલો (૨), કંપ છુટે જ્યાં સંભારૂં. પં૦ ૧
માંસ હાડની રચના જોતાં (૨), સુગ આવે છે અપારૂં. પં૦ ૨
મલ મૂત્ર ને ચરબી ભરેલું (૨), લાગે ત્વચાથી જ સારૂં. પં૦ ૩
બાહિર સ્નાન શૃંગાર સજે પણુ (૨), અંદર સ્થાને ગંધારૂં. પં૦ ૪
આધિ વ્યાધિ ઉપાધિ જ વાળું (૨), ક્ષણુ માંહિ પડનારૂં. પં૦ ૫
કાળ અચાનક આવી ઉપાડે (૨), છે નહિ કોઇ રાખનારૂં. પં૦ ૬
**વીર મુનિ** મન મમત તજી દે (૨), મૂક સદન અંધિયારૂં. પં૦ ૭



## ૮૨ જગત માયા મેલી આતમ ધન સાથે લેવા વિષે.

( પોપટ ! તન પિંજર નહિ તારૂં—એ રાગ )

પંથી ! તજ ગફલત ભય ભાળી,
લે આતમ ધન સંભાળી. પં૦ એ ટેક.

પંથ ઘણો આગળ છે વસમો, જાવું એકિલું ચાલી;
માત પિતા તન યા સુત બાંધવ, સાથ ન આવે વહાલી. પં૦ ૧

જે વ્હાલા તે વ્હેલા થઈ ને, દેશે તુજ તન બાળી;
લેવું હોય તે તું લઈ લેજે, વાંસે કરી દે ઘર ખાલી. પં૦ ૨
સ્વાર્થી સહુ પરિવાર છે તારો, મોહ માયા મતવાલી;
અંત સમે કોઈ કામ ન આવે, જાશે દૂરે કંટાળી. પં૦ ૩
વિષય કષાય પ્રમાદ લુંટારા, વચમાં લેશે ઝાલી;
**વીર** તેને સંહારી વરજે, શિવ વધૂ લટકાળી. પં૦ ૪



## ૮૩ ઉત્તમ સ્થળે હંસ રહેનારને શીખામણ દેવા વિષે.

(હાંરે મન માયાના કરનારા રે—એ રાગ.)

હાંરે હંસ માનસરના રહેનારા રે, કેમ પીવે છિલર જળ ખારાં;
હાંરે રૂડાં મોતીના ચણનારા રે, કેમ ચુંથે કિચ્ચડના કયારા. એ ટેક.
કાગ શૂકર જિહાં ક્રીડા કરે તિહાં, ઉભા ન રહે હંસ સારા;
ઉજ્વલ જાતને એબ લગાડી, જેની સાથે રહે તે ઠગારા રે. કે૦ ૧
મુક્તાફળે જેણે મોજ કરી તેને, ભાવે તે કેમ અંગારા;
સદ્ગુરૂ શીખ તું હૃદયે ધરી થા, આતમ સ્વરૂપે રમનારા રે. કે૦ ૨
શુદ્ધ ચેતન હંસ જ્ઞાન દર્શન જલ, ચારિત્ર સરમાં વિહારા;
**વીર** મોતીમાં પ્રેમ કરી તું, થા શિવપુરે મ્હાલનારા રે. કે૦ ૩



## ૮૪ મનરૂપ પોપટને જીવ શીખામણ આપ્યા વિષે

(હાંરે જીવ ભમરા ભૂલ્યો ભાન—એ રાગ)

હાંરે મન પોપટ કર વિચાર, આવી આ બાગમાં રે;
ફરે શું મોહી બની અવિચાર, રહે ન જગ રાગમાં રે,
અનંગના છાકમાં રે. એ ટેક.

સાખી

સંસાર પુર રળિયામણું ને, નાયકા નારી મળી;
કનક પિંજર દ્રવ્ય ભૂષણ, વિષય રસ દાડિમ કળી;
જો લોભમાં તું પડીશ લપટી, રાગ બંધનમાં ભળી;
તો પડીશ જોખમ જન્મ કેદે, ઝૂરશે તું ટળવળી.

હાંરે મ૦ ૧

સાખી

નર જન્મ જાંબુ ઝાડ જાણો, જીવ પોપટ આવિયો;
આશા થકી વિશરામ લેવા, સુખદ વાસ જ ભાવિયો;
નારી જાંબુ સ્વાદ લેવા, વિષય રસ જગાડિયો,
પણ કાળ ભમરે ડંખ મારી, ખેલ સર્વ બગાડિયો.

હાંરે મ૦ ૨

સાખી

જ્ઞાની જનો દૃષ્ટાંત દે છે, ભવ્યને સમજાવવા;
અજ્ઞાન દૂષિત આતમાને, જ્ઞાનમાં ઉતારવા;
સુગુરૂ વચન સુણી યત્ન કર તું, બોધી તરૂને વાવવા;
**વીર** કહે એનાં ફળો તું, ચાહના કર ચાખવા.

હાંરે મ૦ ૩



## ૮૫ કાળ વિષે

( અહો ! બંધુ મોજ કરો પણ મરવું—એ રાગ )

ચેતન ! કાળનું ચવેણું છે દુનિયા,
કાળનું ચવેણું છે દુનિયા. ચે૦ એ ટેક.
સાધુ સંત ને ભગત ભિખારી (૨),
ન ગણે ગુણી અવગુણિયા. ચે૦ ૧

ચક્રી સકલ ભરતના રાયા (૨),
કાયમ રહ્યા નહિ સુણિયા. ચે૦ ૨
સુરાસુર નર ભક્ષ કરે છે (૨),
ભલે પાપી હોય કે પુણ્યિા. ચે૦ ૩
વૈદ જોશી ત્રિકાલના વેત્તા (૨),
કાળ ઉપાય ન ભણિયા. ચે૦ ૪
**વીર મુનિ** કહે કાળભક્ષકે (૨),
સર્વે પ્રાણીને હણિયા. ચે૦ ૫



## ૮૬ અસ્થિર દેહ વિષે

( રાગ ઉપર પ્રમાણે )

ચેતન ! તનનો ભરોંસો ન ધરો, તન૦ એ ટેક.
ખાનપાન ખાંતે ખવરાવે (૨),
તો પણ નથી રહેનારો. ચે૦ ૧
વિવિધ પ્રકારે યત્ન કરે તું (૨),
ન ટકે ક્ષણ દેહ તારો. ચે૦ ૨
કાચા કુંભે ભર્યું જલ જેમ (૨),
વિણસી જતાં નહિ વારો. ચે૦ ૩
**વીર મુનિ** મન મમત તજી તન (૨),
ભજ વીર વિભુ સુખકારો. ચે૦ ૪



## ૮૭ વૈરાગ્ય વિષે

(નામની નામની નામની રે, મુને લાગી લગન પ્રભુ નામની–એ રાગ)

જાય છે જાય છે જાય છે રે, પ્યારા પ્રાણ પાણી પરે જાય છે;
વીરનું નામ ન લેવાય છે રે. પ્યા૦ એ ટેક.

બાળપણું ખેલ સહેલમાં ગાળ્યું,
નાચવું કુદવું સુહાય છે રે. પ્યા૦ ૧
યૌવન વયે તરૂણી તન મોહ્યું,
કામ ને ભોગ સેવાય છે રે. પ્યા૦ ૨
બાળ ખેલાવ્યાં તેને ઉછેર્યા,
મોહમાં ભાન ભૂલાય છે રે. પ્યા૦ ૩
દેશવિદેશ જઈ વિત્ત કમાયો,
બાગ બંગલા બંધાય છે રે. પ્યા૦ ૪
જરા આવી તિહાં જમડા ભાળ્યા,
મોત આવ્યે મુંઝાય છે રે. પ્યા૦ ૫
સર્વે સંબંધી સ્વાર્થી જાણ્યા,
અંતકાળે તનડું તવાય છે રે. પ્યા૦ ૬
**વીર મુનિ** મન મોહ તજ્યાથી,
મોક્ષનાં સુખ પમાય છે રે. પ્યા૦ ૭



## ૮૮ જીવને જાગ્રત થવા વિષે

( પામર પ્રાણી, ચેત તો ચેતાવું તુંને રે—એ રાગ )

પાપનો તેં નાખ્યો પાયો, ધર્મમાં તું નવિ ધાયો;
તૃષ્ણા પૂરે તણાયો રે; ઓ મૂઢ પ્રાણી,
જાગ હવે ઘણું થયું રે. એ ટેક. ૧
કૂડો તેં સંબંધ બાંધ્યો, મમતા આગમાં દાધ્યો;
શિવસુખ નવ સાધ્યો રે. ઓ૦ ૨
વ્હાલા માટે પાપ કીધાં, ઝેરના પિયાલા પીધા;
પ્રભુને વિસારી દીધા રે. ઓ૦ ૩

મિથ્યા અભિમાને મ્હાલ્યો, ચોરના માર્ગે ચાલ્યો;
અંતે જમે તુંને ઝાલ્યો રે. ઓ૦ ૪
મુખે બોલ્યો જૂઠી વાણી, ભવ કીધો ધૂળ ધાણી;
ધર્મ ઉપર ફેર્યું પાણી રે. ઓ૦ ૫
તન ધન મદ ભારી, વશ પડ્યો પરનારી;
હાથે દુર્ગતિ ધારી રે. ઓ૦ ૬
સંબંધીએ ઘેરી લીધો, મોહઘેલો સ્ત્રીએ કીધો;
ધર્મને તેં મૂકી દીધો રે. ઓ૦ ૭
કર્મમાં થયો પૂરો, ધર્મે ન થયો શૂરો;
હાથે ધંધો કીધો બૂરો રે. ઓ૦ ૮
પૂરા પુણ્યોદયે આયો, મનુષ્ય જનમ પાયો;
કાચે મણિને ગમાયો રે. ઓ૦ ૯
પાપે કરી માયા મેલી, ભરી તેં અગણિત થેલી;
પણ ન અંતે કો બેલી રે. ઓ૦ ૧૦
અરે મૂઢ! ચેત હવે, ધર્મ કર નરભવે;
રાચ મત સુખ લવે રે. ઓ૦ ૧૧
અવસર નાવે ફરી, કર ન વિલંબ જરી;
મુડી તારી આવે તરી રે. ઓ૦ ૧૨
અરે ભવ્ય નર નારી, હૃદયમાં રાખો ધારી;
**વીર મુનિ** શીખ સારી રે. ઓ૦ ૧૩



## ૮૯ અભિમાન તજવા વિષે

( સ્વાર્થકી સબ હે રે સગાઇ—એ રાગ )

તજ અભિમાન તું મૂર્ખ પ્રાણી,
સાંભળી સુંદર જિનવર વાણી. ત૦ એ ટેક.

રોગ પોણા એ છે પ્રતિ વાળે,
પ્રગટ થતાં કાંઈ જોર ન ચાલે. ત૦ ૧
રાજી શું રહે તન મનહર ભાળી,
એક દિન દેશે ચિતા માંહિ બાળી. ત૦ ૨
મંદિર માળે મોજ તું માણે,
છોડી જવું ઓચિંતું એક ટાણે. ત૦ ૩
માત પિતા સુત નારી ને ભાઈ,
મેલી જાવું પડશે વનમાંઇ. ત૦ ૪
**વીર મુનિ** મન મોહ તજી દે,
સુખકારી પ્રભુ વીર ભજી લે. ત૦ ૫



## ૯૦ ઇંદ્રિયોના વિષય તજવા વિષે.

( ભેખ રે ઉતારો રાજા ભરથરી—એ રાગ. )

કાયા રૂપી રે પુરમાં વસે, ઇંદ્રિય પાંચે તુરંગજી;
જોરાવર જુલમી ઘણી, કરે ધર્મ તરૂ ભંગજી.
ઇંદ્રિય વિષય તજો જીવડા. એ ટેક. ૧
ચેતન સ્વાર નબળો પડયે, થયો ઇંદ્રિય આધીનજી;
મન લગામ છુટી ગયે, બન્યો જગતમાં દીનજી. ઇં૦ ૨
કર્ણ ઘોડો સ્થિર નવિ રહે, સુણે જઈ રાગ તાનજી;
હરણ પરે પડે પાશમાં, ભુલી આતમભાનજી. ઇં૦ ૩
ચક્ષુ લોભાયે નાના રંગમાં, તેમાં જઈને ફસાયજી;
પતંગ પડી મરે દીપમાં, જીવન નિજ ગુમાયજી. ઇં૦ ૪
ઘ્રાણ તણા વશથી જુવો, ભૃંગ પડે કંજ કેદજી;
સુગંધે કદિ નહિ રાચશો, ધરશો ન દુર્ગંધે ખેદજી. ઇં૦ ૫

કઠિણુ રસના જીતવી, તેમાં દોષ છે દોયજી;
મીન મરે જેમ સ્વાદથી, વેણે શુક બંધ હોયજી. ઈં૦ ૬
સ્પર્શેંદ્રિય સ્પર્શે જે ફસ્યા, ગજ પરે થાય હેરાનજી;
ઇંદ્રિય પાંચે જે વશ પડ્યા, પામે જીવ દુઃખ સ્થાનજી. ઈં૦ ૭
એક ઇંદ્રિય વશથી મુવા, જગ અનંતા જીવજી;
પાંચે ઇંદ્રિય જેને વશ નહિ, તેને દુઃખ સદૈવજી. ઈં૦ ૮
ત્યાગ રૂપ ધરી ચોકડું, જ્ઞાન ચાબુક લઈ હાથજી;
લગામ ગ્રહી ગુરૂ વેણુની, સ્વાર બનો અશ્વ સાથજી. ઈં૦ ૯
**વીર મુનિ** શિવમાં જવા, અશ્વે ચઢો થઈ સ્વારજી;
તો લોકાંતે સુખ પામશો, સિદ્ધપદનાં નિરધારજી. ઈં૦ ૧૦



## ૯૧ શીલ મહિમા વિષે.

( શિયલ ભૂષણ સજીએ—એ રાગ. )

સજ્જન હિતકર શીખ ધર ધ્યાન, વીર્ય રક્ષણુ કરીએ;
સર્વ ધર્મ માંહિરે પ્રધાન, બ્રહ્મચર્ય આદરીએ. એ ટેક.
મહાપુરૂષો જે થયા અવનીમાં, મહાવીર બુદ્ધના જેવા રે;
હિંસા વ્હેમ મિથ્યાતો કાઢ્યા, શીલગુણે પૂરા તેવા રે. બ્ર૦ ૧
વીર્યબલથી ભીષ્મ પિતાએ, મહારથીઓ ધ્રુજાવ્યા રે;
અર્જુન ભીમ કૃષ્ણુ જેવાને, રણુ માંહિ મુંઝાવ્યા રે. બ્ર૦ ૨
બ્રહ્મ તેજ સમ તેજ ન જગમાં, બ્રહ્મ સમ શક્તિ ન દુજી રે;
વીર્યબલેથી રાય રાણાનાં, સિંહાસનો ગયાં ધ્રુજી રે. બ્ર૦ ૩
બ્રહ્મચારીનાં વેણુ ફરે નહિ, સવળ અવળ જે બોલાણાં રે;
શીલવંતથી દૂરે ભાગે, સિંહ સર્પ ને રાણા રે. બ્ર૦ ૪

સ્વર્ગ મૃત્યુ પાતાળ ત્રિલોકે, વીર રક્ષી વખણાણા રે;
સિંહાસને પદ મુકતા ઈંદ્રો, નમન કરે ત્રણ ટાણાં રે. પ્ર૦ ૫
તપ જપ ક્રિયા જ્ઞાનાદિ ગુણ, શીલ વિણ નહિ ફળશે રે;
**વીર મુનિ** એક વીર્યરક્ષણથી, શિવસુખ સ્હેજે મળશે રે. પ્ર૦ ૬



## ૯૨ ધર્મ કરવા વિષે.

( રાગ અંગ્રેજી બનજારો. )

મળે સ્વર્ગ મહા સુખદાઇ, કરો ધર્મ તમે સહુ ભાઇ. એ ટેક.
સમતા સામાયિક કરીએ, બત્રીશ દોષો પરિહરીએ;
દયા ક્ષમા આતમમાં ભરીએ,
કટ કટ પાપને કટ, મોક્ષમાં ઝટ, મહાલ તું જાઇ. કરો૦ ૧
કર પાપહરણ પડિકમણું, સવાર સાંઝ ભવતરણું;
લે જિનવરજીનું શરણું,
હઠ હઠ કર્મથી હઠ, ધર્મનું ઝટ, ભાતું લે ભાઈ. કરો૦ ૨
દાન શિયલ તપ ભાવ, લે ચારે ધર્મનો લ્હાવ;
છે ભવાબ્ધિ તારણ નાવ,
તર તર સદ્ય તું તર, મોહને હર, જા **વીર** પદ માંઇ. કરો૦ ૩



## ૯૩ વીરવાણી મહિમા વિષે

( ધીમા ધીમા ચાલોને મારા પ્રાણ રે—એ રાગ. )

વ્હાલી વ્હાલી લાગે છે વીર વાણ રે,
હું તો પ્રેમ ધરી નિત્ય ચાહતો, લેવા જ્ઞાન રે.
વ્હાલી૦ એ ટેક.

સાખી.

સમવસરણમાં બેસીને, વરસે દિન દયાલ;
નર સુરાસુર પશુ મળી, વાણી સુણે થઈ ઉજમાલ;
ગુણો પાંત્રીશથી વાણી ભરી, નહિ એવી જગ કો બરાબરી;
ગુણખાણ રે. વ્હાલી૦ ૧

સાખી.

દ્રાખ ખાંડ પય પાકથી, અમૃતથી જ રસાલ;
મણિ માણેક રત્નો થકી, દિશે ઝક ઝમાળ;
ભવ્ય જીવો પીવો પ્રેમે કરી, ભુખ દુઃખ તૃષા સહુ વિસરી,
એક ધ્યાન રે. વ્હાલી૦ ૨

સાખી.

દ્વાદશાંગી સરમાં ભરી, નિર્મલ વીરની વાણ;
નય નિક્ષેપ પ્રમાણ યુત, ભંજની ભવ ભય જાણ;
**વીર મુનિ** પીવો ગુરૂ પાસથી, કરી વિનય ને ઉલ્હાસથી;
લેવા શિવસ્થાન રે. વ્હાલી૦ ૩



## ૯૪ ભોગવ્યા વિણ કર્મ ન છુટયા વિષે.

( ઓધાજી કર્મનકી ગત ન્યારી—એ રાગ. )

અકલ ગતિ કર્મ તણી જગ જાણી, વિણ ભોગવ્યે છુટે ન પ્રાણી.
અ૦ એ ટેક.

બાર માસ પ્રભુ આદીશ્વરને, ન મળ્યું અન્ન ને પાણી;
પાર્શ્વ પરીષહ પૂરણ સહિયો, નાક લગે આવ્યું પાણી. અ૦ ૧
ખીલા કાને માર્યા ગોવાળીએ, ભમરે કર્યો તન છાણી;
ખીર રાંધી વીર ચરણની ઉપર, કર્મે શરમ ન આણી. અ૦ ૨

ખંધકના શિષ્યો પાચસેં પિલ્યા, પાલકે માંડી ઘાણી;
ગજસુકુમાળનું શિર પ્રજાળ્યું, ક્રૂર સસરે રહેમ નાણી. અ૦ ૩
મેતારજ તન વાધ્રે વિંટાણું, છાલ ખંધક ઉતરાણી;
અર્જૂનમાળી ને દૃઢપ્રહારી, કર્મે સહી દુઃખ ખાણી. અ૦ ૪
કર્મે રામ ગયા વનવાસે, સીતા સતીય હરાણી;
રાય હરચંદે સુતારા વેચી, ડુંબ ઘરે ભર્યાં પાણી. અ૦ ૫
દમયંતી નલે મૂકી વનમાં, ક્રર હિંસક જ્યાં પ્રાણી;
ભરી સભામાં ચીર ખેંચાણાં, પંચાલી કચવાણી. અ૦ ૬
હરિ હર બ્રહ્માદિ ઋષિઓથી, કર્મ ગતિ ન કળાણી;
માટે પ્રપંચ છોડી સૌ જગના, ધારો હૃદય વીર વાણી. અ૦ ૭
ધ્યાનાગ્નિ પ્રદીપ્ત કરીને, બાળો કર્મની ખાણી;
**વીર મુનિ** મન મોહ તજો તો, સાચી લહો શિવ રાણી. અ૦ ૮



## ૯૫ નારી નેહ તજવા વિષે

( કૂડી હે માયાકી ફાંસી—એ રાગ )

નારી હે કપટકી ખાણી (૨),
નર સમૂહને પિલવા માટે જાણે પ્રગટી ઘાણી. એ ટેક.
નારી જો હોય ધર્મધારી (૨),
તોપણ અંતર રહે મલિનતા, જેવી નગર ખાળી. ના૦ ૧
નારીનાં ક્રૂર કર્મ ભારી (૨),
નિજ પતિ કર તલ તાળી દઈને, જાય રમવા જારી. અ૦ ૨
મુખે સત્ય વચન ના બોલે (૨),
શત સોગન ખાઈ જૂઠા પણ, સતીપણું તો લે. અ૦ ૩

રાજ્ય પદભ્રષ્ટ થઈ ધારી (૨),
માંસ રૂધિર નિજ આહાર કરાવી, ખુશી કરી નારી. અ૦ ૪
તોય પણ અંતરે રહી ન્યારી (૨),
પંગુ ભૃત્યથી પ્રીતિ કરીને, નાખ્યો પતિ વારી. અ૦ ૫
રાય પરદેશી ધર્મ ધાર્યો (૨),
સૂરિકંતાએ ઝેર દઈ પતિ, નખ દેઈ માર્યો. અ૦ ૬
અગડદત્ત કુમરને વ્હાલી (૨),
મદનમંજરી ખડગ ગ્રહીને, પતિ મારણ ચાલી. અ૦ ૭
નારીનો નેહ એવો જાણી (૨),
**વીર મુનિ** કહે તેહની સંગત, કોણ કરે નાણી. અ૦ ૮



## ૯૬ પંચ સંવરનાં કાર્ય આચરવા વિષે.

( નવા વણઝારાનો રાગ. )

દિલ ધરો(૨) શીખ છે સારી, કરો ધર્મ તણી તૈયારી. એ ટેક.
દયા સદા હૃદયમાં ધરીયે, કદી જીવહિંસા નવ કરીયે;
જિન ધર્મ વિષે અનુસરીયે,
સટસટ, પામિયે સટ, અક્ષયનો પટ, સુખ જ્યાં ભારી. કરો૦ ૧
મુખ સત્ય વચન સહુ બોલો, મર્મ વાત કદિ નહિ ખોલો;
વીર વચન ઉર તો લો,
ઘટઘટ, જામશે ઘટ, પ્રેમનો થટ, સત્યથી જારી. ક૦ ૨
પર દ્રવ્ય પત્થર સમ જાણી, અસ્તેયથી લ્યો મન તાણી;
ચોરી છે દુઃખની ખાણી,
ડરી ડરી, ચાલિયે ડરી, ધર્મ આદરી, શાસ્ત્ર અનુસારી. ક૦ ૩

સંમુર્છિમ ગર્ભજ હાની, છે નરક તણી નિશાની;
તજ પાપ ત્રિયામાં જાણી,
રટ રટ, વીરને રટ, શીલને ઝટ, રાખ તું લારી. ક૦ ૪
તજ પરિગ્રહ મહા દુઃખકારી, મોહ મમતા દૂર નિવારી;
ભજ દીનબંધુ હિતકારી,
હઠ હઠ, પાપથી હઠ, તજી ખટપટ, ચાલ સૂત્રાનુસારી. ક૦ ૫
કહે **વીર મુનિ** વીર વંદી, દે આસ્રવ માર્ગ છંડી;
રહે સંવર પથ પર મંડી,
કટ કટ, પાપને કટ, મોક્ષને ઝટ, પામ સુખકારી. ક૦ ૬



## ૯૭ ગર્વ તજવા વિષે.

( મમત મત કરજો રાજ મનમેં—એ રાગ. )

ગર્વ મત ધરજો રાજ મનમેં,
તારો વાસ અસ્થિર જગ જનમેં. ગર્વ૦ એ ટેક.
લંકપતિ રાવણનાં દશ શિર, પડ્યાં ભયંકર રણમેં;
દુર્યોધન શિશુપાલ કરણનાં, રખડ્યાં અંગ અરણમેં. ગ૦ ૧
ત્રિખંડાધિપ કૃષ્ણ નરેશ્વર, નાશ થયો અંતનમેં;
પાણી પાણી કરતાં તન પડિયું, વિકટ કોશાંબી વનમેં. ગ૦ ૨
સગર ચક્રી સુત સાઠ સહસ્ર તે, ભર્યાં મદ યૌવનમેં;
ગંગા તટ ઉચ્છેદન કરતાં, બળી મૂવા જ્વલનમેં. ગ૦ ૩
ગર્વ ધરી સપ્તમ ખંડ સાધન, ચાલ્યો સુભૂમ મગનમેં;
સુર શક્તિ ખેંચી તવ પ્રવહણ, ડુબ્યું મધ્ય લવનમેં. ગ૦ ૪
શ્રેણિક નૃપ બલ ગર્વથી જુવો, ગયો નરક ભુવનમેં;
સંત મહંત અનંત ગરવથી, પોઢ્યા જાઇ અગનમેં. ગ૦ ૫

વર્ષ લગે બાહુબલી મુનિવર, રહ્યા ધ્યાનની ધૂનમેં;
સતી બોધથી માન તજ્યું તવ, લહ્યું કેવલ એક છિનમેં. ગ૦ ૬
ગર્વથી વિનય વિવેક માર્દવ, ઉડી જાય ગગનમેં;
સદ્‌ગુણ સ્વપ્ને તે નવિ પામે, હુંપદ આવ્યે તનમેં. ગ૦ ૭
ક્ષણભંગુર તન પામી અજ્ઞાની, મોહી રહ્યો શું મનમેં;
કષાય વિષય તૃષ્ણાને ત્યાગી, વસ તું શાંતિસદનમેં. ગ૦ ૮
તન ધન યૌવન સર્વ ચપલ છે, જેહવી વિદ્યુત ઘનમેં;
**વીર મુનિ** પર ભાવ તજીને, મ્હાલ નિજાનંદ ધનમેં. ગ૦ ૯



## ૯૮ સ્ત્રી નરને પાશમાં પાડી ભમાડવા વિષે.

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ રાગ.)

અજબ ગતિ અબળાની જગ ભાળી, નાખે સબળા નરને ઢાળી.
અજબ૦ એ ટેક.

અષાઢાભૂતિ અરણિક નંદિષેણ, આર્દ્રકુમર પુણ્યશાળી;
એવા અનેક મહાપુરૂષોને, લીધા સંસારમાં વાળી. અ૦ ૧
હરિ હર બ્રહ્મ ને વ્યાસ પ્રમુખ મુનિ, નારીથી રહેતા કંટાળી;
વનમાં તપ જપ ધ્યાન ધરંતા, ત્યાંથી નાખ્યા ઉલાળી. અ૦ ૨
રામ રાવણ શિશુપાલ નરેશ્વર, ભીમ પદ્મોતર [1]માળી;
ભારથ કંઈક કરી કરી મુવા, અંત અધોગતિ જાળી. અ૦ ૩
રાય રાણા અમરો રખડાવ્યા, પાપ તણી છે પાળી;
સ્વર્ગથી પટકી નાખે નરકમાં, નાખે ગુણવન બાળી. અ૦ ૪
ગજે સગી વિણ ગજે રહે અળગી, રૂઠી તો નાગણ કાળી;
**વીર મુનિ** કહે સંગ તજે નર, લહે શિવ વધૂ લટકાળી. અ૦ ૫



---

૧ માળી એટલે અર્જુન માળી.

## ૯૯ પ્રેમ-ભક્તિ ને સંતના ગુણાગુણ વિષે.

પ્રેમ વિના ન તરાય, ભવાબ્ધિ પ્રેમ વિના ન તરાય. એ ટેક.
પ્રેમ પારસ ને પ્રેમ અમૃત રસ, પ્રેમ સત્ય જીવન ગણાય. ભ૦ ૧
પ્રેમ ચિંતામણિ પ્રેમ કલ્પતરૂ, પ્રેમ કામકુંભ મનાય. ભ૦ ૨
પ્રેમની કિમ્મત હીરામણિ ને, રત્નોથી અધિક અંકાય. ભ૦ ૩
સુરાસુર નરનાં સુખ સર્વે, પ્રેમની માંહિ સમાય. ભ૦ ૪
મહાવ્રત પાળે દોષ જ ટાળે, પ્રેમ વિણ ભવ ન કપાય. ભ૦ ૫
લોચ કરે મન શોચ કરે તો, ઘાંચી બેલ પરે થાય. ભ૦ ૬
દ્રવ્ય સંયમ જન પાળે તેથી, કઠોર કર્મ ન જાય. ભ૦ ૭
ક્રિયાબળે ગ્રૈવેયકે પહોંચે, ભટકે અંતે ભવમાંય. ભ૦ ૮
**વીર** ગુરૂને પ્રેમે ભજતાં, અવિચલ સ્થાન પમાય. ભ૦ ૯



## ૧૦૦ કન્યાવિક્રય વિષે.

(વાટ જુવે છે મારાં રાંકડી, ઉભી ઉભી વાટ જુએ૦—એ રાગ.)

દયાળુ! સુણો એક વાતડી, કે'તાં મારી હાય બળે છે છાતડી.
હાય બ૦ કે'૦ એ ટેક.

પરણવા મશાણી લાડો, ગાડું જોડીને દોડ્યો,
બાંધી પાપની મોટી ગાંઠડી. કે'૦ ૧

ડોસો વર શોભે કે'વો, ખવીસ ભુતના જેવો;
સોના મૂઠની લઇ લાકડી. કે'૦ ૨

બંધાવી બત્રીસી ઓખે, કલપ લગાવી ખોખે;
આંખે ચશ્મા ને પ્હેરી મોજડી. કે'૦ ૩

જણાવે જુવાની જનને, ભભકે શણગારી તનને;
પરણી કરાવી બુઢે રોઝડી. કે'૦ ૪

હયે છે નિત્ય વિષયી ખાણું, આવ્યું ત્યાં જમનું આણું;
મશાણે ચાલ્યો ચડી ઠાઠડી. કે’૦ ૫
માબાપે પૈસો જોયો, ધનથી ધન વંશને ખોયો;
નિહાળી નહિ વર જાતડી. કે’૦ ૬
બાળા જો જનમે ઝાઝી, જનેતા થાયે છે રાજી;
તન શણગારી પ્હેરૂં સાંકળી. કે’૦ ૭
નોટ ગણાતી કન્યા ભારી, લીલામ થાયે ઘર ઘર દ્વારી;
માંડી બેઠા જનો હાટડી. કે’૦ ૮
દીકરી બકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં ચાલી જાય;
આપે કદવા દિન રાતડી. કે’૦ ૯
વરસ બારેની બાળા, ઓઢણ્ ઓઢે છે કાળાં;
ખાટકી બની રીબાવે રાંકડી. કે’૦ ૧૦
કરૂણાળુ ! કરૂણા લાવો, દુઃખ હરવા વેગે ધાઓ;
કાઢો કુધારો ખોલી આંખડી. કે’૦ ૧૧
કન્યાનાં નાણાંનો દાણો, ખાયે નહિ ડાહ્યો જાણો;
‘ **વીર** ’ ચડતીની જુવો વાટડી. કે’૦ ૧૨



## ૧૦૧ ગુરૂ રક્ષક વિના ક્ષેત્ર ભક્ષકો ખાવા વિષે.

( માળી વિના બાગ આ બગડી જાય—એ રાગ )

રક્ષક વિના ખેતર ભક્ષકો ખાય, ખેતર ભક્ષકો ખાય.
રક્ષ૦ એ ટેક.
રોઝ હરણ્ ખર ખચર પશુઓ, ખાંતે જઈ નિત્ય ખાય. રક્ષ૦ ૧
કાગ કબુતર કાબર કોયલ, રૂડાં ડુંડાં લઈ જાય. રક્ષ૦ ૨
દુષ્ટ ગોવાળો ગોધણ્ મેલી, મોલનો નાશ કરાય. રક્ષ૦ ૩

ચોર લુંટારા પંથિક પ્રેમે, ચોરવા ચિત્ત ચહાય. રક્ષ૦ ૪
વાડ તોડી કરે છીંડી કુવાટો, અગણિત થાતી જણાય. રક્ષ૦ ૫
ગુરૂ રક્ષક સત્ય ગોફણુ લઇને, પ્રેમના ગોળા ફેંકાય. રક્ષ૦ ૬
**વીર મુનિ** વીરતા વાપરે તો, સદા ખેતર સચવાય. રક્ષ૦ ૭



## ૧૦૨ કળી કાળના મત પંથો વિષે.

( રાગ ઉપર પ્રમાણે ).

વીર! તારા વાડા વધ્યા જગમાંય, વાડા વધ્યા જગમાંય.
વીર૦ એ ટેક.
શ્વેતાંબર દિગંબર તેના, ફાંટા વિવિધ ભણાય. વીર૦ ૧
ગચ્છ સંઘાડા પંથો દિન દિન, થતા અગણિત જણાય. વીર૦ ૨
એક પ્રભુને જુવો માનનારા, માંહોમાંહિ જ કપાય. વીર૦ ૩
પકડનો નિર્ણય કરાતાં, ખેંચે નિજ મત ત્યાંય. વીર૦ ૪
એક બીજાઓ ચરચા કરે ત્યાં, ઉડતાં મરચાં દેખાય. વીર૦ ૫
એક શાસ્ત્રના વાંચનારા પણુ, લાવે બારણું ઘરમાંય. વીર૦ ૬
સત્ય વિચારો વધવા માટે, તાણાતાણુ કરાય. વીર૦ ૭
ગોવાળ ન દિસે કોઈ આ કાળે, ફાવે તેમ વરતાય. વીર૦ ૮
**‘વીર’** કહે વિરલા કોઇ શૂરા, વાડામાં ન મુંઝાય. વીર૦ ૯



## ૧૦૩ કોશ્યાને સમજાવી સ્થૂલિભદ્રે દીક્ષા લીધા વિષે.

( ગરબીઃ રાજુલ કર જોડી વિનવે રે,
જાદવ ઉભા રહો રંગ રસિયા—એ રાગ. )

લાછલદે માતાના બેટડા રે, નાગર પાછા આવો રંગ રસિયા.
એ ટેક.

તમે છો પ્રાણાધાર રે, નાગર પાછા આવો રંગરસિયા;
બાર વર્ષની પ્રીતડી રે, ના૦ નેહ ન ત્રોડો દિલદાર રે. ના૦ ૧
તુમ સારૂ જગ પરવા તજી રે, ના૦ સોંપી છે દેહ તુમ હાથ રે; ના૦
ધન માલને સમર્પિયા રે, ના૦ કાંઈક વિચારો મારા નાથરે. ના૦ ૨
નાચ મુજરા સર્વે તજ્યા રે, ના૦ તુમ વિણુ સવિ બાપ ભાઈરે; ના૦
ખારા લાગે મેડી બંગલા રે, ના૦ શૃંગારો થયા દુઃખદાઈ રે. ના૦ ૩
કયા ધૂતારે ભોળવ્યા રે, ના૦ કેણે તજાવ્યા ભોગ રે; ના૦
આવો રમો સુખ ભોગવો રે, ના૦ મળશે ન ફરી આવો જોગ રે. ના૦ ૪
સંભૂતિવિજયે ગુરૂ બુઝવ્યા રે, ના૦ જેણે બતાવી શિવવાટ રે; ના૦
અનંત ભવ રોગ ટાળિયા રે, ના૦ ટાળ્યા છે જગ ઉચાટ રે. ના૦ ૫
સ્થૂલિભદ્રે કોશ્યા બુઝવી રે, ના૦ લીધી દીક્ષા ગુરૂ પાસ રે; ના૦
**વીર મુનિ** એ પરે જે કરે રે, ના૦ લહે તે શિવપુર વાસ રે. ના૦ ૬



## ૧૦૪ સ્થૂલિભદ્રજીની સજ્ઝાય.

( ઈડર આંબા આંબલી રે—એ દેશી. )

પાટલીપુત્ર પુરમાં વસે રે, નાગર શકડાલ નામ;
મંત્રિ નવમા નંદનો રે, સારે પ્રજાનાં કામ.
મુનીશ્વર સ્થૂલિભદ્ર સૂરિ શિરદાર. એ ટેક. ૧
લાછલદે ઘરણી ભલી રે, શીલવતી ગુણવાન;
તેના ઉદરથી ઉપન્યા રે, પુત્ર બેહુ પુણ્યવાન. મુ૦ ૨
સ્થૂલિભદ્ર શિરિયો લઘુ રે, યક્ષાદિ પુત્રીઓ સાત;
ભણી ગણી પંડિત થયો રે, લેવા વિજ્ઞાન વિખ્યાત. મુ૦ ૩
કોશ્યા વેશ્યા ઘર મુકિયો રે, કરવા ચતુર સુજાણ;
વેશ્યા મોહી સ્થૂલિભદ્રથી રે, ભોગવે ભોગ પ્રધાન. મુ૦ ૪

બાર વર્ષ તિહાં વહી ગયાં રે, આવ્યો ભોગનો અંત;
જનક મરણથી ઉપન્યો રે, ઉર વૈરાગ્ય અત્યંત. મુ૦ ૫
સંભૂતિવિજય ગુરૂ મળ્યા રે, માર્ગ માંહિ મહંત;
પ્રતિબોધથી દીક્ષા લહી રે, શાસ્ત્ર ભણે ધરી ખંત. મુ૦ ૬
ચાર શિષ્યો ગુરૂ પાસથી રે, આજ્ઞા ગ્રહી ચોમાસ;
કૂપ ભારોટે હરિ કંદરા રે, અહિબીલ વેશ્યાવાસ. મુ૦ ૭
ચિત્રશાલી કોશ્યા તણી રે, આજ્ઞા લેઈ રહ્યા માંય;
ખટરસ ભોજન નિત્ય જમે રે, રહે ધ્યાનમાં ચિત્ત ઠાય. મુ૦ ૮
કોશ્યા નાટક કરે નવનવાં રે, કરવા વ્રતથી ભ્રષ્ટ;
રોમરાઇ ન એકે ચળી રે, જોતાં નાટક સવિ દૃષ્ટ. મુ૦ ૯
કોશ્યા વેશ્યાને બુઝવી રે, અદરાવ્યાં વ્રત બાર;
સમકિતમાં સેંઠી કરી રે, ગયા ગુરૂપેં તિવાર. મુ૦ ૧૦
દુષ્કર ત્રણ વાર બોલીને રે, ઉભા થયા ગુરૂ ખાસ;
વિનયે પૂર્વના જ્ઞાનને રે, ખંતે કરે અભ્યાસ. મુ૦ ૧૧
નવ પૂર્વ અર્થ પાઠથી રે, દશમ પૂર્વ મૂલ પાઠ;
દશ પૂર્વ રહ્યા ત્યાં લગી રે, અન્ય ગ્રંથે અન્ય વાત. મુ૦ ૧૨
સાતે ભગિની પ્રતિબુઝવી રે, તેમ બુઝવ્યો લઘુ ભાઈ;
દીક્ષા દેવરાવી ગુરૂ કને રે, પહોંચાડયા સ્વર્ગની માંઈ. મુ૦ ૧૩
ત્રીસ વર્ષ ઘરમાં વસી રે, સામાન્ય વ્રત વીશ ચાર;
વર્ષ પિસ્તાલીશ યુગ પદે રે, સર્વાયુ નવાણું વર્ષ ધાર. મુ૦ ૧૪
બસેં પંદર વર્ષ વીરથી રે, પામ્યા સુર પદ સાર;
ચોરાશી ચોવીશી લગે રે, નામ અમર કરનાર. મુ૦ ૧૫
શીલવંતમાં શિરોમણિ રે, ત્યાગીમાં અગ્રજ સોઈ;
**વીર મુનિ** વીર શાસને રે, એ સમ થયો નહિ કોઈ. મુ૦ ૧૬



## ૧૦૫ પરસ્ત્રી ત્યાગ વિષે.

(નવીન અનજારાનો રાગ.)

છે નરક, છે નરક તણી દેનારી, તેથી તજો તમે પર નારી;
જેહ શાસ્ત્રમાંહિ ધિકારી, તેથી તજો૦ એ ટેક.

બન્યો લોહી માંસથી દેહ, મલમૂત્ર ભરેલો તેહ;
છે અશુચી તણું એ ગેહ,
સદા ગંધાય, મલિનતા થાય, નષ્ટ છે કાય, સાર શું ભારી.
તે૦ ૧

એથી રહે સદા મન ભંગ, નવિ બેસે ધર્મનો રંગ;
છે બૂરો પરસ્ત્રી સંગ,
આવે બહુ ખંગ, કળે નિત્ય અંગ, ન રહે મન ચંગ, છે દુઃખકારી.
તે૦ ૨

વધ બંધાદિક તે પામે, બહુ અપકીર્ત્તિ તસ જામે;
ધન વ્યર્થ જાય તે ઠામે,
ઉંચો બંધાય, માર ત્યાં ખાય, જીવ ત્યાં જાય, થાય એમ ખ્વારી.
તે૦ ૩

મરી પરભવમાં જ્યાં જાય, થાય કુરૂપ વિકલેંદ્રિય કાય;
રહે દુર્ભાગી રોગી સદાય,
થાય વંધ્યા નાર, રંડા અવતાર, કોઢી નિરધાર, કુશીલ ફળ ધારી.
તે૦ ૪

ખાય ધર્મ દ્રવ્ય નર જેહ, કરે પર ત્રિયાથી નેહ;
સાત વાર સાતમી એહ,
કરે અવતાર, સહે બહુ માર, હૃદય વિચાર, છે શાસ્ત્ર મોઝારી.
તે૦ ૫

જુવો મુંજ રાવણના જેવા, દુઃખ પામ્યા તે નર કેવા;
તું વિચાર કરી લે એવા,
અરે ! નફ્ટ, મૂકી ખટપટ, થઈ ઝટપટ, શીલ લે સ્વીકારી.
તે૦ ૬

કહી **વીર મુનિ** આ સારી, એ શીખ હૃદય લ્યો ધારી;
હવે મૂકી દેજો પરનારી,
શું કહું ઈણ વાર, રહો બ્રહ્મચાર, સદા જયકાર, જાઉં બલિહારી.
તે૦ ૭



## ૧૦૬ મધુબિંદુના દષ્ટાંતની સજઝાય.

( દુહા )

વિહરમાન વીશે નમી, મધુબિંદુ દષ્ટાંત;
કહીશું જંબુ ચરિત્રથી, વૈરાગવર્ધક વાત. ૧
સુખ સંસારી જીવને, મધુબિંદુ સમ જાણ;
તજી ન શકે જે પ્રાણિયા, પામે તે દુઃખખાણ. ૨
રાજગૃહી ગુણશિલ વને, પુછે ગૌતમ સ્વામ;
બારે પ્રખદા સાંભળે, કર જોડી શિર નામ. ૩

( ઢાલ : જીવ રે તું શીલ તણો કર સંગ—એ દેશી. )

વસંતપુર માંહિ વસેજી, ધન્નો દરિદ્રી એક;
ધન તણી ઝંખના ધરેજી, કરે ઉપાય અનેક.
સમજ રે તું મધુબિંદુ સુખ સંસાર. એ ટેક. ૧
સારથવાહ સાથે મળ્યોજી, લીધો તેણે સંઘાત;
છુટું ન પડવું સાથથીજી, શીખ દીધી ભલી ભાત. સ૦ ૨
શીખ શેઠની અવગુણીજી, ભૂલ્યો જંગલ મોઝાર;
ભૂખ તૃષા લાગી ઘણીજી, શ્વાપદ ભય અપાર. સ૦ ૩

ઉજડ માર્ગ કાપતાંજી, કાંટે ચરણ વીંધાય;
પાગલ ગજ પુઠે પડ્યોજી, ધસ્યો મારણ ધ્રાય. સ૦ ૪
એવામાં વળી રાક્ષસીજી, કર ગ્રહી કરવાળ;
અટ્ટહાસે બીવરાવતીજી, કરી કાયા વિકરાળ. સ૦ ૫
ખાઇ ઉંડી બે બાજુએજી, ભાગ્યો જાય બેભાન;
શ્વાસ ભર્યો આગે ચલ્યોજી, આવ્યો વિપુલ ચોગાન. સ૦ ૬
વિષમ વડ દીઠો તિહાંજી, ચડી શકાય ન કેમ;
જીવન આશે પડતાં થકાંજી, ચડી ગયો જેમ તેમ. સ૦ ૭
નર મારણ ગજ સુંઢથીજી, વડને લાગ્યો ઉખાડ;
પડતાં વડવાઇ ગ્રહીજી, રહ્યો લટકી મુખ ફાડ. સ૦ ૮
જીરણ કૂપ માંહિ પડેજી, નર ઝાલી વડવાઈ;
લટકતાં નીચું જુવેજી, ભય ઉપજ્યો ઉર માંઇ. સ૦ ૯
ચાર સર્પ મુખ ફાડીનેજી, ભક્ષ કર્યાની જુવે રાહ;
ભર્યાં વૃશ્ચિક ઘોહ કાકીંડાજી, ઝેરીલા જીવ અથાહ. સ૦ ૧૦
અજગર કૂપ બે બાજુએજી, રહ્યા ગળવા ધરી આશ;
રાક્ષસણી ઉંચે રહીજી, ઉપજાવે અસિએ ત્રાસ. સ૦ ૧૧
જોતાં ઉંચું વડ ડાલમેંજી, દીઠા મૂષક બે થૂલ;
કાળા ધોળા તે કાપતાજી, વડવાઇનાં મૂલ. સ૦ ૧૨
વડવાઈ ઉપર રહ્યોજી, મધપુડો એક તામ;
વડ સુંઢે ધ્રુજાવતોજી, ઉડી મક્ષિકા તમામ. સ૦ ૧૩
રોષ કરી ચટકા ભરેજી, સહ્યા ન જાયે તાસ;
પડે બિંદુ નાકે થઇજી, ચાટે આણી ઉલ્હાસ. સ૦ ૧૪
ચાટવાથી મમતા વધીજી, ચાહે લેવા મીઠાશ;
સર્વે દુઃખ ભૂલી કરીજી, ધરે વળી બિંદુની આશ. સ૦ ૧૫

વડવાઇ ગજ કૂપનાજી, અજગર મૂષક સાપ;
રાક્ષસી મક્ષીના ઘણાજી, ધારે ન કાંઇ સંતાપ. સ૦ ૧૬
વિદ્યાધરી ધણીને કહેજી, આને છે દુઃખ અપાર;
વિમાનમાં બેસાડીનેજી, સુખી કરે ઇણ ઠાર. સ૦ ૧૭
આવ બેસ વિમાનમાંજી, જેમ સુખ તુજને થાય;
બિંદુ એક લીધા પછીજી, આવું થોભો કહેવાય. સ૦ ૧૮
બિંદુ બિંદુ કહેતાં થકાંજી, થાકી વિદ્યાધર જાય;
કપાણી વડવાઇ તદાજી, પડ્યો કૂપની માંય. સ૦ ૧૯
સર્પભક્ષક નર બનીજી, ગયો યમના દ્વાર;
ઉપનય વીર એનો કહેજી, ભવ્ય જીવને હિતકાર. સ૦ ૨૦
દરિદ્રી નર તે જીવ છેજી, કુકર્મે ભોગવે દુઃખ;
નીતિ સાર્થપ સાથે ગ્રહોજી, પમાડવા ધન સુખ. સ૦ ૨૧
લક્ષ ચોરાશી યોનીનીજી, ભયભરી અટવી અપાર;
હાથી કાલ તે જાણવોજી, જરા રાક્ષસી નિરધાર. સ૦ ૨૨
સંસાર ચોકમાં કૂપ છેજી, તે ગર્ભાશય પિછાણ;
નરભવ રૂપ વડ શોભિતોજી, આયુ વડવાઇ જાણ. સ૦ ૨૩
રાગ દ્વેષ અજગર કહ્યાજી, અહિરૂપ ચારે કષાય;
દ્રોહ વિંછી જેવા ગણ્યાજી, ઇર્ષા નિંદાદિ દુઃખદાય. સ૦ ૨૪
શ્વેત કૃષ્ણ બે ઉંદરોજી, તે જાણો દિન રાત;
કાપે વડવાઇ આયુનીજી, જાણે ન જીવ મિથ્યાત. સ૦ ૨૫
ધન સુત ત્રિયા જાણવાંજી, મધપુડાને ઠાણ;
સગાં કુટુંબ ને સ્નેહીનાજી, માખી ચટકા પિછાણ. સ૦ ૨૬
પંચ વિષયો ઇંદ્રિયનાજી, કામ ભોગ ત્રિય સુખ;
એ મધુબિંદુએ મોહિયાજી, ન ગણે તે નરકનાં દુઃખ. સ૦ ૨૭

વિદ્યાધરના સારિખાજી, સાચા સાધુ સુજાણ;
ધર્મ વિમાને ઠાવીનેજી, જે આપે સુખ નિર્વાણ. સ૦ ૨૮
ધન સુત ત્રિયના બિંદુમાંજી, લલચાણા જે જીવ;
ચિહું ગતિમાંહિ ભટકશેજી, દેખશે દુઃખ સદીવ. સ૦ ૨૯
મધુબિંદુ સુખ સંસારનાંજી, તજ્યા લહે શિવ વાસ;
**વીર** શિખ હિતકારિણીજી, કહી બિદડા ચોમાસ. સ૦ ૩૦



## ૧૦૭ પડિકમવાની સજ્ઝાય.

**[ ઇરિયાવહિયાના ભાંગા ૧૮૨૪૧૨૦ કે ૧૦૯૪૪૭૨૦ ભાંગે પડિકમવાની સજ્ઝાય. ]**

( સોભાગી રે શાલિભદ્ર ભોગી રે હોય—એ દેશી. )

વીર વાણી પ્રણમી કરી જીરે, સદ્ગુરૂ લહી સુપસાય;
ભાંગા ઇરિયાવહિ તણા જીરે, કહ્યા શાસ્ત્રોની માંય.
મુનીશ્વર કરો ક્રિયા હિતકાર. એ ટેક. ૧
પડિલેહણ[1] આવ્યા[2]તણી જીરે, પરિઠવવાની[3] રે જાણ;
દિશા[4] ગોચરી[5] વિહારની[6] જીરે, નદી[7] ઉતર્યા સત્ત ઠાણ. મુ૦ ૨
ગુરૂ સન્મુખ આવી કરી જીરે, ધારી વિનય વિવેક;
પડિકમવી ઉભા રહી જીરે, ઇરિયાવહિ ધરી ટેક. મુ૦ ૩
અઇમુત્તો મૃગાવતી જીરે, ઇરિયાવહિથી રે એહ;
કર્મ હણી કેવલ લહી જીરે, પરમ પદે ગયા તેહ. મુ૦ ૪
અભિહયા દશધા થકી જીરે, પાંચસેં ત્રેસઠ જીવ ભેદ;
તેટલે ગુણ્યા સંખ્યા કહું જીરે, સાંભળો રાખી ઉમેદ. મુ૦ ૫
પાંચ સહસ્સ ખટ શત ત્રીશની જીરે, સંખ્યા ગણતાં ગણાય;
અગ્યાર સહસ્સ દ્વિ શત સાઠની જીરે, રાગ રોષે ભણાય. મુ૦ ૬

તેત્રીશ સહસ્સ સત્ત શત એંશીની જીરે, ત્રણ યોગેથી રે થાય;
લક્ષ એક સહસ્સ ત્રિશત ઉપરે જીરે, ચાલીશ કરણે કહાય. મુ૦ ૭
ત્રિ લક્ષ યુગ સહસ્સ વીશની જીરે, ત્રિ કાલેથી કરાય;
પંચ પરમેષ્ઠી આત્મની જીરે, એહ છ શાંખ લેખાય. મુ૦ ૮
એ શાંખે છ ગુણા કરી જીરે, સંખ્યા સર્વ મિલાય;
અઢાર લક્ષ ચોવીસ સહસ્સોપરિ જીરે, એકસો વીશ મનાય. મુ૦ ૯
અવર ગ્રંથાંતરમાં કહ્યા જીરે, દ્રવ્ય ખેતર કાલ ભાવ;
આકુટ્ટી અણકુટ્ટી થકી જીરે, છ ગુણા કરો ચિત્ત ચાવ. મુ૦ ૧૦
એક ક્રોડ નવ લખ ઉપરે જીરે, ચુમાલીશ હજાર;
સાત સો વીશે આપજો જીરે, મિચ્છા દુક્કડ નિરધાર. મુ૦ ૧૧
ઈરિયાવહિ કીધા પછી જીરે, કાર્ય કરો અન્ય કોય;
જાણ્યે પ્રમાદે ન પડિકમે જીરે, વિરાધિક તે હોય. મુ૦ ૧૨
ઈરિયાવહિ ભાંગા ભણ્યા જીરે, બિદડા ગામ મોઝાર;
વીર મુનિ ગુરૂ મુખ થકી જીરે, ધારજો રહસ્ય વિચાર. મુ૦ ૧૩



## ૧૦૮ એક દુર્બોધ કઠિયારાના દૃષ્ટાન્તની સજઝાય.

( આધા આમ પધારો પૂજ, અમ ઘર વહોરણ વેળા—એ દેશી )

વીર જિણેશ્વર કહે ગૌતમને, બોધ ન લહે દુર્બોધ;
કઠિયારા પરે કામ ન લાગે, જ્ઞાનીનો પ્રતિબોધ;
સુણજો ભાવ ધરીને હો રાજ વીર જિણંદની વાણી. એ ટેક. ૧
રહે કઠિયારો એક પુર માંહિ, દુઃખી દરિદ્રી ભારે;
કાષ્ટ તણી ભારી લેવાને, જાયે નિત્ય સવારે. સુ૦ ૨
અન્ય દિને નિર્જન જંગલમાં, સૂકું કાષ્ટ નવિ મળિયું;
ગિરિગહ્વરમાં આગે જાતાં, એક સુંદર તરૂ કળિયું. સુ૦ ૩

તરૂ મૂળ કાઢતાં પંચ રત્નની–જડિત માટલી નિકળી;
કનકમય પણ માટી આચ્છાદિત, માની માટીની સઘળી. સુ૦ ૪
ભારી પાછળ માટલી બાંધી, ઘર ભણી લેઈ ચાલ્યો;
માર્ગમાં થઈ વૃષ્ટિ ભારે, પંથે વખત ઘણો ગાળ્યો. સુ૦ ૫
ભારી ન વેચાણી ઘરમાં આણી, અન્ન ઉછીનું આણે;
માટલીમાં ધરી ચૂલે રાંધે, ચંદન બાળે અજાણે. સુ૦ ૬
એવે ધનદ સમ શેઠ નિકળિયો, ચંદન વાસ ત્યાં આવી;
એ ઝુંપડે છે કોણ ધનવંતો, જે બાળે ચંદન લાવી. સુ૦ ૭
ગંધ અનુસારે ઘરમાં પેઠો, કામ અજુગતું જાણી;
કઠિયારાને શીખ જ આપે, ભાઈ પરે હિત આણી. સુ૦ ૮
રે ! મૂર્ખ તું કનક માટલી, અગ્નિમાં કેમ ગાળે;
બાવના ચંદન બહુમુલાને, કાષ્ટ પરે કેમ બાળે. સુ૦ ૯
ચાલ મૂર્ખ તું મ્હારે સદને, ચંદન સઘળું લેઈ;
ચંદન તોળી કનક તેટલું, આપું અન્ય પણ કેઈ. સુ૦ ૧૦
ધનથી મંદિર બાગ બગીચા, રૂડાં સુખ સવિ મળશે;
ત્રિયા પુત્ર પરિવાર વધ્યાથી, દુઃખ સઘળાં તુજ ટળશે. સુ૦ ૧૧
આખો ભવ તુજ સુખમાં જાશે, માન વાત હિતવાળી;
મૂર્ખે શીખ ન એકે માની, ચંદન દીધાં બાળી. સુ૦ ૧૨
ધૂળધાણી તેણે સઘળું કીધું, પસ્તાણો પછી ભારી;
વાત સુણી પુરજન સવિ નિંદે, ધિક્ધિક્ શબ્દ ઉચ્ચારી. સુ૦ ૧૩
વીર પ્રભુજી ઉપનય દાખે, ભવ પાટણપુર જાણો;
મંદ બુદ્ધિનો જીવ કબાડી, દેહ માટલી પરમાણો. સુ૦ ૧૪
પાંચ ઈંદ્રિયો રત્નની જ્યોતિ, વિષય અન્ન તુચ્છ ધારો;
તે કાજે આયુ રૂપ ચંદન, બાળે મૂર્ખ ગેમારો. સુ૦ ૧૫

શેઠ પરે સુગુરૂ સમજાવે, વિધવિધ દેઇ ઉપદેશ;
ભારે કર્મીને નવિ લાગે, ધર્મ કાંઈ લવ લેશ. સુ૦ ૧૬
કઠિયારા પરે તે દુઃખી થાશે, જે વીર શીખ ન ધરશે;
**વીર મુનિ** વીર આણુ વહે તે, શિવપુરમાં જઈ ઠરશે. સુ૦ ૧૭



## ૧૦૯ શીલોપરિ ધર્મદાસ સોહાગદેવીનું ચરિત્ર.

( દુહા )

સુખકર પાર્શ્વ પદ નમી, શિયલ તણો અધિકાર;
કામદેવ જિતણુ કઠિન, જિતે તરે સંસાર. ૧
ઉદધિ તરવો ભુજબળે, મુશ્કેલ જેમ ગણાય;
તેમ શિયલને પાળવું, કઠિન મહા કહેવાય. ૨
કોણે શિયલ તે પાળિયું, કેમ પામ્યા ભવપાર;
એક કાને કરી સાંભળો, જેમ થાય નિસ્તાર. ૩

( ઢાળ : આયો આયો રે અનુભવ આતમનો આયો—એ દેશી. )

જંબૂદ્વીપના ભરતક્ષેત્રે, મગધ શોભિત ભારે;
શ્રેણિક રાજા રાજ કરે છે, અભયકુમારને વારે.
પાળો પાળો રે શીલ ધર્મ ભવિ પાળો. એ આંકણી. ૧
બંધુદત્ત એક વણિક વસે છે, સ્થિતિ સાધારણ જારી;
સરલ સ્વભાવી નીતિએ પૂરણ, નિર્વહે ઘર વ્યવહારી. પા૦ ૨
તેની સુશીલા શીલવંત નારી, ધર્મપરાયણ ભારી;
દંપતી દોઇ સુખમાં રહેતાં, જનમ્યો સુત સુખકારી. પા૦ ૩
ધર્મદાસ એવું નામ દીધું શુભ, ચંદ્રકળા પરે વાધે;
ભણ્યા પછીથી નવમે વરસે, ધર્મ પાળી ધર્મ સાધે. પા૦ ૪

એકી તિથિનું શીલ ગુરૂપે, લીધું જીવ્યા તક ભારી;
ધર્મ ધ્યાનમાં કાળ વિતાવે, તજી મોહ વિકારી. પા૦ ૫
એજ પાડામાં નિગમ ગુણાકર, બંધુદત્તના જેહવો;
તેને શીલધર વિમલા નારી, સુશીલા સમ સ્વભાવો. પા૦ ૬
સોહાગદેવી તેને થઈ તનયા, ધર્મદાસના જેહવી;
વયે બુદ્ધિયે ધર્મે વિચારે, સમાનતામાં તેહવી. પા૦ ૭
તેણે લીધું શીલ બેકી તિથિનું, શિશુ વયે ગુરૂ પાસે;
કાળ ગાળે ધર્મમાં અહોનિશ, રહે માયાથી ઉદાસે. પા૦ ૮
દૈવના યોગે બેહુ પરણ્યાં, સુવા શય્યાએ આયાં;
વાર્તાલાપ પરસ્પર કરતાં, લિધેલ નિયમ જણાયા. પા૦ ૯
પુણ્ય આપણાં પ્રગટ્યાં પૂર્વનાં, ભલું થયું એમ જાણી;
આતમ કારજ સાધશું અંતે, મેલી મોહ દુઃખ ખાણી. પા૦ ૧૦
નિર્મળ ભાવે શિયળ પાળે, નીતિ પ્રમાણે ચાલે;
સંવર નિર્જરા કરતાં વિચરે, આતમને અજવાળે. પા૦ ૧૧
તેણે કાળે ને તેણે સમયે, સિંધુ સોવિર દેશે;
વીતિભય પુર ભૂપ ઉદાઈ, ધર્મે રાતો વિશેષે. પા૦ ૧૨
તિહાં વસે એક વણિક શિવંકર, સાધારણ સ્થિતિધારી;
ધર્મપરાયણ સેવાભાવી, વિનયી વિવેકી વિચારી. પા૦ ૧૩
એવા સમયે મૃગ વન ઉદ્યાને, ધર્મઘોષ સૂરિ આયા;
પાંચસો સંતો સંઘાતે ભાવે, સંજમ તપ સુખદાયા. પા૦ ૧૪
વાંદવા આવ્યા પુરના લોકો, શિવંકર પણ આયો;
દેશના સુણીને ગયા સહુ ઠામે, પુછે શિવ હિતદાયો. પા૦ ૧૫
ભાગ્યહીન છું હું ગુરૂ ભારી, સંકટે નિર્વાહ થાય;
લાખ શ્રાવકને ભોજન દેવાની, ઇચ્છા કરૂં હું સદાય. પા૦ ૧૬

પુણ્ય એહવું ઉપાર્જન કરીને, આતમ સાધન સાધ્યું;
પણ પ્રભુ! દિન આવશે ક્યારે, અગાધ પુણ્યને બાંધું. પા૦ ૧૭

ગુરૂ કહે ધર્મ સોહાગદેવી, એકી બેકી શીલ પાળે;
લક્ષ શ્રાદ્ધને જમાડ્યા જેતો, તેતો ખવાડચે લાભ આલે. પા૦ ૧૮

કહે શિવંકર ગુરૂ! કિણ ઠામે, કિહાં દંપતીનો વાસો;
સવાસો જોજને રાજગૃહમાં, નાલંદે વાસ છે તાસો. પા૦ ૧૯

સુણી લાભ લેવાને ચાલ્યો, અર્ધે પંથે એક મળિયો,
પુછા કરતાં સુણ્યા અધિક ગુણ, આનંદે શિવ ચલિયો. પા૦ ૨૦

રાજગૃહ નાલંદે પાડે, જોતાં શ્રમ નવ આણ્યો;
લીલી પાઘડી આંખે પેખી, તેજ નિવાસ પિછાણ્યો. પા૦ ૨૧

તિહાં આવી દંપતી પ્રણમી, પ્રશંસે હિત આણી;
બહુ આગ્રહે ભોજન આપી, આવ્યો નિજ પુર ઠાણી. પા૦ ૨૨

તે દિનથી બેહું દંપતી ભાવે, વિવિધ તપસ્યા કરતાં;
અણુસણ ઠાવી કાયા ગાળી, સમાધિમાં વિચરતાં. પા૦ ૨૩

માસ સંથારો બેહુનો સિજ્યો, એંશી વર્ષાયુ પાળી;
બારમે સ્વર્ગે દેવ થઈને, મોક્ષે જાશે કર્મ ગાળી. પા૦ ૨૪

બાણ[૫] ગ્રહ[૯] નિધિ[૯] શશિ[૧] સુવર્ષે, જ્ઞાનપંચમી દિવસે;
ઉપદેશ તરંગિણી ગ્રંથાધારે, કથા કહી મન હિંસે. પા૦ ૨૫

ગુલાબ બંધુના સંગે વસીને, **વીરે** ભાંખી ઉલ્હાસે;
કચ્છ દેશમાં ભોરારા ગામે, ઢાળ ભણી ચોમાસે. પા૦ ૨૬



# ગહુંલી પ્રકરણ.

---

## ૧૧૦ ચોવીસ તીર્થંકરના ગુણગ્રામ કરવા સ્તુતિ

( મારે ચાંદલિઓ ઉગ્યો ને હરણાં આથમ્યાં રે—એ રાગ )

બેની ચોવીસે જિનેશ્વર ગાશું ભાવથી રે,
જેના નમનથી આનંદ સદાય રે,
વ્હાલા રે વિભુ આરાધીશું રે. એ ટેક.
પહેલા ઋષભ ને બીજા અજિતનાથજી રે,
ત્રીજા સંભવ ને ધ્યાવું દિલ માંય રે. વ્હા૦ ૧
ચોથા અભિનંદન પાંચમા સુમતિનાથજી રે,
છઠ્ઠા પદમપ્રભ જિનરાય રે. વ્હા૦ ૨
બેની સાતમા સુપાર્શ્વ ચંદ્રપ્રભ આઠમા રે,
નવમા સુવિધિનાથજી થજો સહાય રે. વ્હા૦ ૩
દશમા શીતલ શ્રેયાંસજી અગ્યારમા રે,
બારમા વાસુપૂજ્યજીના વંદું પાય રે. વ્હા૦ ૪
બેની તેરમા વિમલ અનંત ચઉદમા ર,
વાંદું પંદરમા ધર્મનાથ સદાય રે. વ્હા૦ ૫
બેની શાંતિ સોળમા કુંથુનાથ સત્તરમા રે,
અઢારમા અરનાથ મહા રાય રે. વ્હા૦ ૬
મલ્લી ઓગણીસ મુનિસુવ્રત વીસમા રે,
નમિ એકવીશમા સુખદાય રે. વ્હા૦ ૭
બેની નેમજી બાવીસ પારસ ત્રેવીશમા રે,
વીર ચોવીસમા શિવ પદ દાય રે. વ્હા૦ ૮

**એની વીર મુનિ નમે જિન ચોવીસને રે,**
**જેની દયા થતાં દુઃખ દૂર થાય રે. વ્હા૦ ૯**



## ૧૧૧ વીસ વિહરમાન તીર્થંકરની સ્તુતિ

( આવોને નંદલાલ રમવા આવોને રે—એ રાગ )

સીમંધર[૧] યુગમંધર[૨] સ્વામી, બાહુ[૩] સુબાહુજી[૪] અંતરજામી;
સુજાત[૫] સદ્‌ગુણ ધામી.
ભવિ ધ્યાવોને રે, વિહરમાન જિન વીસ. ભ૦ એ ટેક. ૧

સ્વયંપ્રભ[૬] ઋષભાનન[૭] દેવા, અનંતવીર્ય[૮] તણી કરૂં સેવા;
સુરપ્રભ[૯] સૂર્યના જેવા. ભ૦ ૨

વિશાલપ્રભ[૧૦] દશમા જિનવર, વજ્રધર[૧૧] ચંદ્રાનન[૧૨] મનહર;
ચંદ્રબાહુજી[૧૩] છે સુખકર. ભ૦ ૩

ભુજંગદેવ[૧૪] પંદરમા ઈશ્વર[૧૫], નેમપ્રભ[૧૬] વીરસેનજી[૧૭] હિતકર;
મહાભદ્રજી[૧૮] કેવલ ધર. ભ૦ ૪

દેવયશ[૧૯] અજિતસેનજી[૨૦] પ્યારા, સર્વ જીવોને શાન્તિ કરનારા,
**વીર મુનિ** મન હરનારા. ભ૦ ૫



## ૧૧૨ વીરના અગ્યાર ગણધરોની સ્તુતિ

(રૂપૈયો આલું રોકડો—એ રાગ)

અગ્યારે ગણધર વીરના, મોરી સજની જી રે;
નમિયે નિત્ય ઉઠી પ્રભાત, શિવપદ પામવા, મોરી૦
દ્વાદશાંગીના ધરા, મો૦ છો જિન જેવા સાક્ષાત. શિ૦ મો૦ ૧

[૧]ઇંદ્રભૂતિ પહેલા નમું, મો૦ ગૌતમ ગોત્રે સુંદર નામ;
શિ૦ મો૦, [૨]અગ્નિભૂતિ [૩]વાયુભૂતિ, મો૦
[૪]વ્યક્ત ગણીને કરૂં પ્રણામ. શિ૦ મો૦ ૨

[૫]સુધર્મ ગણધર પાંચમા, મો૦ જેનું શાસન ચાલે આજ;
શિ૦ મો૦, [૬]મંડિત [૭]મૌર્યપુત્રજી, મો૦
[૮]અકંપિત છે શિરતાજ. શિ૦ મો૦ ૩

[૯]અચલભ્રાતા [૧૦]મેતાર્યજી, મો૦, [૧૧]પ્રભાસ છેલા છે ગણીશ;
શિ૦ મો૦, અગ્યારે ગણધરના ગણ્યા મો૦
શિષ્યો ચૌદસેં ચુમાલીશ. શિ૦ મો૦ ૪

ત્રિપદી આપી વીરજી, મો૦ રચિયાં તાત્ત્વિક બારે અંગ;
શિ૦ મો૦, ઘણા જીવોને તારિયા, મો૦
વંદે વીર મુનિ ઉમંગ. શિ૦ મો૦ ૫



## ૧૧૩ સોળ સતી વિષે

(શિયળની શોભા હું કશી કહું—એ રાગ)

બ્રાહ્મી[૧] ભરતની બેનડી, સુંદરી[૨] બાહુબળની બેન;
રાજિમતિ[૩] ગુણે આગળી, જોતાં અમિ ઝરે નેણ.
સોળે સતી ગાશું ભાવથી. ૧

ચંદનબાળા[૪] ચંદન સમા, વીર નિયમ પૂરનાર;
બાળ કુમારી ચારે સતી, નમતાં જય જયકાર. સો૦ ૨

રામની જનની છે કૌશલ્યા[૫], સીતા[૬] રામ વર નાર;
પાંડવ માતા કુંતા[૭] સતી, દ્રૌપદી[૮] આનંદ દેનાર. સો૦ ૩

ચારે સાસુ વહુ જોડલા, સર્વ શાસ્ત્રે વખણાય;
શીવા[૯] પ્રભા[૧૦] ને પદ્માવતી[૧૧], મૃગાવતી[૧૨] સુખદાય. સો૦ ૪

ચેડા ભૂપની પુત્રીઓ, ભગિની ચારે ભણાય;
દ્વાર ઉઘાડ્યાં રે સુભદ્રા[૧૩], સુલસા[૧૪] સરિખી ન ક્યાંય. સો૦ ૫

ચૂલા[૧૫] પ્રગટી રે મહાસતી, દમયંતી[૧૬] નળ નાર;
કષ્ટ સહી શીલ સાચવી, પહોંચી સ્વર્ગ મોઝાર. સો૦ ૬

સોળે સતી રે શાસ્ત્રે કહી, પાળ્યો શિયળ આચાર;
**વીર મુનિ** સતી સમરણે, પામે ભવ જલ પાર. સો૦ ૭



## ૧૧૪ અરિહંતની સ્તુતિ

( પધારો પીયર ભણી—એ રાગ )

પરમેષ્ઠી પદમાં આદિ ભણું, જયવંતા શ્રી જિનરાય;
વિચરે મહિમાંય, નમું અરિહંતને. ૧
ઘનઘાતિ કર્મ ક્ષય કરી, પામ્યા કેવલ અતિશય જ્ઞાન;
ધરી શુકલ ધ્યાન, નમું૦ ૨
સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, તીર્થ સ્થાપ્યાં પ્રભુજીએ ચાર;
કીધો ધર્મ પ્રચાર, નમું૦ ૩
ચોસઠ ઇંદ્ર ચરણ સેવે સદા, વાણીમાં ગુણ છે પાંત્રીસ;
અતિશય ચોત્રીસ, નમું૦ ૪
લક્ષણ હજાર આઠથી શોભતા, દૂર કીધાં દૂષણ અઢાર;
પ્રવર ગુણ બાર, નમું૦ ૫
લોકાલોક સ્વરૂપ પ્રકાશતા, દર્શાવતા નય નિક્ષેપ;
કાઢી વિક્ષેપ, નમું૦ ૬
અનંત ગુણી પ્રભુજી આગળે, માગે **વીર** મુનિ જોડી હાથ:
રાખો આપ સાથ, નમું૦ ૭



## ૧૧૫ સિદ્ધની સ્તુતિ

( ભલા ભાવ ચડિયાતા—એ રાગ )

અષ્ટ કર્મને ક્ષય કરી, શાશ્વત સુખ પામ્યા;
જન્મ જરા ને મરણનાં, દુઃખ પ્રભુજી સહુ વામ્યાં. ૧
લોકાગ્રે જઈને વસ્યા, જોતાં જગતના ભાવ;
રાજ ચૌદે કરામલ પરે, ભાખ્યા કર્મ વિભાવ. ૨

ગૌતમ પુછે શ્રી વીરને, સુખ સિદ્ધનાં ભાંખો;
કહે જિન અંશ ન કહી શકું, તો કેમ કહેવાય આખો. ૩
જાણું સર્વે ન વદી શકું, ભિલ્લ દૃષ્ટાંતે જેમ;
ચક્રીધરનાં સુખને, વનમાં વદે કેમ. ૪
નથી વસ્તુ જગ એહવી, જેહ દૃષ્ટાંતે આવે;
એક પ્રદેશે અનંત સુખ, અનુભવે સિદ્ધ સ્વભાવે. ૫
મૂળ ગુણ આઠે ઓપતા, લહ્યા વળી એકત્રીશ;
જ્યોતિમાં જ્યોતિ લગી રહી, નિરાકાર જગદીશ. ૬
બીજે પદે નમી સિદ્ધને, માગું સુખની ખાણી;
**વીર મુનિ** કહે આપજો, નિજ સેવક જાણી. ૭



## ૧૧૬ આચાર્યની સ્તુતિ

[ હાંરે મારે ઠામ ધર્મના સાડા પચવિશ દેશ જો – એ દેશી. ]

હાંરે નમું ત્રિજે પદે આચાર્ય મુનિરાજ જો,
ગચ્છપતિ ગિરૂઆ ગુરૂગુણ આગળા રે લોલ;
હાંરે સૂરિરાજે ગાજે સાયર જેમ ગંભીર જો,
શશિ મણિ ગોક્ષીર સમ છે હૃદય નિર્મળાં રે લોલ. ૧
હાંરે શ્રુત દરિયા ભરિયા દ્વાદશાંગી પૂર્ણ જો,
મત વાદી મિથ્યાત્વી નિન્હવ રહે વેગળા રે લોલ;
હાંરે ષટ્ દર્શન ને ષટ્ શાસ્ત્ર માંહિ પ્રવીણ જો,
લબ્ધિધર સૂરિ જિતે વાદી ભલભલા રે લોલ. ૨
હાંરે કુલ જાતિ બલ ને રૂપ વિજ્ઞાને શ્રેષ્ઠ જો,
યશ નામી વિનયાદિ ગુણ અંગીકર્યા રે લોલ;

હાંરે દશ યતિધર્મ ને ભાવે ભાવના બાર જો,
મોહ મચ્છર મદ મમત સહુ પરિહર્યાં રે લોલ. ૩
હાંરે સૂરિ ધર્મધુરંધર ધારી ગુણ છત્રીસ જો,
નિષ્પક્ષી ચિહું તીર્થ પાળે પ્રીતથી રે લોલ;
હાંરે સૂરિ નિશિત્થ આદિ કંઠે કીધા છેદ જો,
કરે શિક્ષા શુદ્ધ જિનાગમ રીતથી રે લોલ. ૪
હાંરે સૂરિ ભાંખી સંપદા સાઠ ને વળી ચાર જો,
ગચ્છનાયક સુખદાયક તીર્થ ચારને રે લોલ;
હાંરે ભવ ત્રીજે પામે મુક્તિ કે ભવ તેજ જો,
વિચરે ચરણ કરણ ગુણ અંતર ધારને રે લોલ. ૫
હાંરે સૂરિ પ્રભાવિક છે પરમાતમાની તુલ્ય જો,
સેવક કરતાં શિવસુખ આપે ઉમંગથી રે લોલ;
હાંરે ગુણ ગાયા ગણિના જુનાગઢ ચોમાસ જો,
**વીર મુનિ** કહે રાખો સદા સંગ રંગથી રે લોલ. ૬



## ૧૧૭ ઉપાધ્યાય સ્તુતિ

( ઘડી એક તણો વિશ્વાસ શ્વાસનો નાણો રે—એ દેશી. )

ચોથે પદે ઉવજ્ઝાય, ગુણના દરિયા રે;
ટાળી સર્વ કર્મ પ્રપંચ, સંતોષે ભરિયા રે. ૧
અંગ ઉપાંગ મૂલ છેદ, કંઠે કરિયા રે;
આત્મિક તત્ત્વ વિચાર, ઉરમાં ઠરિયા રે. ૨
અધિકારીને નિત્ય, સૂત્ર ભણાવે રે;
આગમ નિગમના ભેદ, સરસ સમજાવે રે. ૩

ક્રોધનો કરતા રોધ, મમતને હરતા રે;
તજતા પંચ પ્રમાદ, સજ્ઝાયને કરતા રે. ૪
નય નિક્ષેપ પ્રમાણુ, ગણિતમાં પૂરા રે;
દ્રવ્ય તત્ત્વ તણાં ગૂઢ જ્ઞાન, બોધવા શૂરા રે. ૫
દ્રવ્ય ક્ષેત્રાદિક ચાર, તણા જે જ્ઞાતા રે;
સંઘમાં ટાળી વિક્ષેપ, પમાડે શાતા રે. ૬
ગુણ અગણિત ઉવજ્ઝાય, પ્રવર પદધારી રે;
વંદે **વીર મુનિ** હમેશ, વાર હજારી રે. ૭



## ૧૧૮ સાધુજીની સ્તુતિ

(મોતીવાલા ભમરજી, અથવા વ્રતધારી રે સાધુજી—એ દેશી)

આગમ જ્ઞાને ઓપતા, શ્રુતધારી રે સુગુરુજી,
ટાળતા મોહના પાશ રે, વિશુદ્ધ ગુણધારી રે સુગુરુજી;
મહિમંડલમાં વિચરતા, શ્રુતધારી રે સાધુજી,
કરતા ધર્મપ્રકાશ રે, વિશુદ્ધ ગુણધારી રે સુગુરુજી. ૧
અનેકાંતતા અવલંબીને, શ્રુ૦ બોધ કરે હિતકાર રે. વિ૦
પક્ષપાત રાખ્યા વિના, શ્રુ૦ શિખવે જ્ઞાન આચાર રે. વિ૦ ૨
ઉગ્ર વિહારે વિચરતા, શ્રુ૦ લુખ ભાવે કરે આહાર રે. વિ૦
નિઃસંગતા રહે કષાયથી, શ્રુ૦ ધ્યાન ધર્મ ધરનાર રે. વિ૦ ૩
મદ મચ્છર મન ના ધરે, શ્રુ૦ સાગર જેમ ગંભીર રે. વિ૦
સધન નિર્ધન સમ ગણે, શ્રુ૦ તોડતા કર્મ જંજીર રે. વિ૦ ૪
ક્રય વિક્રય કરે નહિ, શ્રુ૦ ન કરે કોઈ પર ક્રોધ રે. વિ૦
જિન આણાએ ચાલતા, શ્રુ૦ કરતા આતમ શોધ રે. વિ૦ ૫
પતિતને પાવન કરે, શ્રુ૦ ત્રુઠયા આપે શિવધામ રે. વિ૦
ગુલાબ **વીર** ગુરૂ વાંદતા, શ્રુ૦ લહિએ શાંતિ આરામ રે. વિ૦ ૬



## ૧૧૯ પંચ પરમેષ્ઠી વિષે

( સહિયર સુણીયે રે ભગવતી સૂત્રની વાણી—એ રાગ)

સહિયર જપિયે રે પરમેષ્ઠી હિતકારી,
એ સમ જગમાં રે, અવર ન મંગલ ભારી. સહિ૦ એ ટેક.
દ્વાદશ ગુણે શોભિતા જિનવર, જયવંતા જયકારી,
વિહરમાન વિચરે વિદેહે, વંદું વારં વારી. સ૦ ૧
અષ્ટ કર્મ ક્ષયે અષ્ટ ગુણ પ્રગટ્યા, લોકાગ્રે જઈ રહિયા,
ચૌદ રાજ જગ જુવે તમાસા, અનંત સુખસિદ્ધ લહિયા. સ૦ ૨
ત્રીજે પદ આચારજ પ્રણમું, છત્રીશ ગુણથી શોભે,
સારણ વારણ ગચ્છની કરતા, પાખંડી મદ થોભે. સ૦ ૩
ભણે ભણાવે ભાવે મુનિને, ગુણ પચીશ શોભાવે,
જ્ઞાન દર્શન ચરણ આરાધે, નમું વાચકને ભાવે. સ૦ ૪
સત્યાવીશ ગુણના ધરનારા, વિષય કષાયને ટાળે,
લોકમાંહિ તે સદ્ગુણી સાધુ, શિવપુરમાં જઈ મ્હાલે. સ૦ ૫
પરમેષ્ઠી ભગવઇની ધૂરે, ભાંખ્યો વીરે વિચારી,
ધ્યાતાં રોગ શોગ નિવારે, મંત્ર મહા અઘહારી. સ૦ ૬
વાટે ઘાટે બેઠા સૂતાં, સુખકર પાપ સંહારી,
**વીર મુનિ** કહે ભવોભવ મુજને, રેજો હૃદય મોઝારી. સ૦ ૭



## ૧૨૦ પંચ પરમેષ્ઠી વગેરેને નમવા વિષે

( ક્ષમા ગુરુને જાઉં વારણે રે લોલ—એ રાગ. )

પ્હેલા નમું અરિહંત દેવને રે લોલ,
બીજા નમું સિદ્ધ ભગવંત જો,
વ્હાલા ગુરુને કરૂં વંદના રે લોલ. એ ટેક.

ત્રીજા નમું સૂરીશને રે લોલ,
ચોથા નમું ઉવજ્ઝાય સંત જો. વ્હાo ૧
પાંચમા નમું સર્વ સાધુને રે લોલ,
અઢિ દ્વીપે વિચરંત જો; વ્હાo
કેવલી હોય કોડી નમું રે લોલ,
જેના ગુણો છે અનંત જો. વ્હાo ૨

નમું સ્થવિર તપસ્વી વળી રે લોલ,
કરે ગુણોથી ધર્મ વિકાસ જો; વ્હાo
પંડિત વ્યાખ્યાની ને વક્તા મુનિ રે લોલ,
જેહ કરે માર્ગ પ્રકાશ જો. વ્હાo ૩

ચર્ચાવાદી તો ચર્ચા વડે રે લોલ,
પાખંડીઓનાં ગાળે માન જો; વ્હાo
મતિ શ્રુત જ્ઞાની જ્ઞાન જ થકી રે લોલ,
લાવે અજ્ઞાનીને ભાન જો. વ્હાo ૪

અલૌકિક નાણી અવધિ મુનિ રે લોલ,
સમજાવે જીવોના પરિણામ જો; વ્હાo
મનઃપર્યવી ભાવ મનના કહી રે લોલ,
લાવે કંઈક નરો ઠામ જો. વ્હાo ૫

લબ્ધિધારી મુનિ લબ્ધિ થકી રે લોલ,
કરે દુઃખીનાં દુઃખ દૂર જો; વ્હાo
પ્રભાવ પાડી દ્વેષી ઉપરે રે લોલ,
રાખે પોતાની હજૂર જો. વ્હાo ૬

વચનસિદ્ધિ રહે જેના વેણમાં રે લોલ,
એવા પ્રભાવિક અણગાર જો; વ્હાo

ધર્મમાર્ગને મલાવતા રે લોલ,
  દીપાવતા પંચાચાર જો. વ્હા૦ ૭
કવિ કાવ્યો કરી કવિતા વડે રે લોલ,
  કરે ધર્મ તણો ફેલાવ જો; વ્હા૦
તપી તપ આતપે ધરણી મહિં રે લોલ,
  પાડે પૂરણ ધર્મ પ્રભાવ જો. વ્હા૦ ૮
મુનિ વિહાર કરી મહીમંડળે રે લોલ,
  સહી પરિષહ અનેક જો; વ્હા૦
બોધ દઇ ભવિજન તારતા રે લોલ,
  સમજાવી વિનય વિવેક જો. વ્હા૦ ૯
શાંત સ્વભાવી ગુરૂ ગુણે આગળા રે લોલ,
  ચિત્ત ચોખે ચરણ પાળંત જો; વ્હા૦
**વીર મુનિ** વિચરીને વીરપણે રે લોલ,
  મોક્ષ સુખમાં મુનિ માલંત જો. વ્હા૦ ૧૦



## ૧૨૧ આચાર્યના ગુણ વિષે

(વાડીના ભમરા દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ.)

જીરે ભામિની ભણે મોરા કંથજી,
  જીરે ગચ્છપતિ લઈ શિષ્યો સાથ રે,
નણદીના વીરા, સૂરીશ્વર આવ્યા છે ચાલો વાંદવા. એ ટેક.
જીરે સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા,
  જીરે તેની ચાવી છે જેના હાથ રે. નણ૦ ૧
જીરે શાંત દાંત ને મહાંત છે,
  જીરે પાળે પ્રવચન આઠ રે; નણ૦

જીરે છકાય જીવનું રક્ષણ કરે,
જીરે નિત્ય શિખવે સૂત્રપાઠ રે. નણું૦ ૨
જીરે નવ વાડે બ્રહ્મચારી છે,
જીરે દશ યતિ ધર્મ ધરનાર રે; નણું૦
જીરે આંતરિક ગુણે ઓપતા,
જીરે નિર્દોષ ગ્રહે છે આહાર રે. નણું૦ ૩
જીરે બાવન અનાચિરણ ટાળતા,
જીરે ચરણ કરણ ગુણ ધાર રે; નણું૦
જીરે પાપ અઢાર દૂરે કરી,
જીરે તપ ગુણો ધરે બાર રે. નણું૦ ૪
જીરે અગ્યારે અંગ ઉપાંગના,
જીરે છેદ મૂલના ભણનાર રે; નણું૦
જીરે શિષ્યોને શિખવે શાંતિથી,
જીરે બોધ કરવામાં તૈયાર રે. નણું૦ ૫
જીરે વાદી મદ ભંજન ભલા,
જીરે અધમના કરતા ઉદ્ધાર રે; નણું૦
જીરે સંશય છેદતા સર્વના,
જીરે ન ધરે કદિ અહંકાર રે. નણું૦ ૬
જીરે ચાર તીર્થ ભાર નિર્વહે,
જીરે આપે સદા સદ્બોધ રે; નણું૦
જીરે મહિ મંડળ માંહિ વિચરતા,
જીરે ટાળતા ક્લેશ વિરોધ રે. નણું૦ ૭
જીરે ગુણ છત્રીશે કરી શોભતા,
જીરે ચોસઠ ઉપમા જેની સાર રે; નણું૦

જીરે **વીર મુનિ** પ્રહ ઉગતાં,
જીરે કરે નમન કોટી વાર રે. નણુ૦ ૮



## ૧૨૨ આચાર્યજીના ગુણ વિષે

( પ્રભુજી વીર જિણંદને વંદિયે—એ રાગ. )

સજની ગચ્છપતિ ગાજે ગુણ મણિ,
શાસનના શિરદાર હો સૈયર મોરી;
સજની વીરની પાટે શોભતા,
કરતા પર ઉપકાર હો, સૈયર મોરી;
સજની આચાર્યને વંદિયે. એ ટેક. ૧
સજની વસુધા પીઠ પાવન કરે,
ફરતા દેશ વિદેશ હો; સૈં૦
સજની ભવ્ય જીવો પ્રતિબોધતા,
તારતા પાપી વિશેષ હો. સૈ૦ સજ૦ ૨
સજની નિર્લોભી ને નિર્લાલચી,
નહિ પ્રમાદનો અંશ હો; સૈ૦
સજની તપ જપ ધ્યાને લીના રહી,
કરતા કર્મનો ધ્વંસ હો. સૈ૦ સજ૦ ૪
સજની સૂત્ર શૈલીએ શિક્ષા દિયે,
ટાળે મિથ્યાતીના ભ્રમ હો; સૈ૦
સજની સ્યાદ્વાદે ભવ્ય જીવને,
સમજાવે લઈ શ્રમ હો. સૈ૦ સજ૦ ૪
સજની ક્રિયા સવિ અણગારની,
વિધિપૂર્વક કરે સર્વ હો; સૈ૦

સજની નરેંદ્ર સુરેંદ્ર આવી નમે,
આણે નહિ મન ગર્વ હો. સૈ૦ સજ૦ ૫
સજની સૂત્રે કથિત ચિહું તીર્થની,
લેતા સાર સંભાળ હો; સૈ૦
સજની બાલ રોગી વૃદ્ધ સાધુની,
સેવા સારે ઉજમાળ હો. સૈ૦ સજ૦ ૬
સજની ધર્મ ધુરા નિર્ભય વહે,
નિવૃત્તિ નહિ ઘડી માત્ર હો; સૈ૦
સજની આપે આગમની વાંચના,
મળે જો કોઈ સુપાત્ર હો. સૈ૦ સજ૦ ૭
સજની તે જ ભવે કે ત્રીજે ભવે;
પામે શિવ નિવાસ હો; સૈ૦
સજની **વીર મુનિ** સૂરિને સ્તવ્યા,
ગામ ગુંદાલે ચોમાસ હો. સૈ૦ સજ૦ ૮



## ૧૨૩ ચાર મંગલ વિષે

( દ્રૌપદી તારા પતિનાં વેણ કે ક્ષિણ ક્ષિણ સાંભરે રે લોલ—એ રાગ

બ્હેની ચારે મંગલ આજ કે મળીને ગાઇશું રે લોલ,
બ્હેની આદિ મંગલ અરિહંત કે નિત્ય પ્રત્યે ધ્યાઇશું રે લોલ;
બ્હેની ઘાતિ કર્મ કરી અંત કે કેવલ પામિયા રે લોલ,
બ્હેની અતિશય ચોત્રીશ જાસ કે ઇંદ્રે શિર નામિયાં રે લોલ.
બ્હેની બીજું મંગલ સિદ્ધ કે કર્મ આઠે હણી રે લોલ,
બ્હેની અજરામર પદ પાય કે બનિયા જગ ધણી રે લોલ;

મ્હેની નિરંજન નિરાકાર કે અનંત સુખમાં રમે રે લોલ,
મ્હેની કર્મ હઠાવણ કાજ કે વંદન સમે સમે રે લોલ. ૨
મ્હેની ત્રીજું મંગલ સંત કે પંચ મહાવ્રત ધરે રે લોલ,
મ્હેની પંચ સમિતિ ત્રણ ગુપ્તિ કે છકાયની રક્ષા કરે રે લોલ;
મ્હેની વિચરી દેશ વિદેશ કે ભવ્ય જીવ તારતા રે લોલ,
મ્હેની આપે સદા સદ્બોધ કે તત્ત્વો વિચારતા રે લોલ. ૩
મ્હેની ચોથું મંગલ ધર્મ કે દુઃખથી એ ધરે રે લોલ,
મ્હેની સુરનાં આપી સુખ કે શિવ સહેજે વરે રે લોલ;
મ્હેની ભવોભવ મંગલ ચાર કે હોજો મુજ ભણી રે લોલ,
મ્હેની **વીર મુનિ** વીર વાણી કે ગાતા બને ગુણી રે લોલ. ૪



## ૧૨૪ સાચા સંતની પિછાન વિષે

( કામી શું ના કરે—એ દેશી. )

સાચા સંતો તરે, ભવબ્ધિ નીર રે—સાચા૦ એ ટેક.

સર્વ પ્રત્યે સમ વૃત્તિ રાખે, મારું તારું કદીય ન ભાખે;
જગતનું હિત કરે. સાચા૦ ૧
ધણી તણી સ્હેમાં ન તણાયે, ગરીબ પાસે ગરીબ જણાયે;
સત્ય કે'તાં ના ડરે. સાચા૦ ૨
જેવો પરને બોધજ આલે, તેવું હમેશાં આપજ પાળે;
નિંદા કદિ ના કરે. સાચા૦ ૩
સંતોષ અલ્પ ઉપધિથી માણે, રાગ દ્વેષ ઉરે નવ આણે;
શાસ્ત્રમાં પ્રેમ ધરે. સાચા૦ ૪
શીલ શુદ્ધ નવ વાડે પાળે, દુષણ સઘળાં દૂરે ટાળે;
પાપથી રહેતા ડરે. સાચા૦ ૫

જેનાં હૃદય હમેશાં સરલાં, એવા સંતો દિસે વિરલા;
**વીર** વંદન કરે. સાચા૦ ૬



## ૧૨૫ ગુરૂની ઓળખાણ વિષે

( રાગ ઉપર પ્રમાણે )

**ગુરૂ ત્યાગી મળે, મોહ તો ટળે રે. ગુરૂ૦ એ ટેક.**
**રહે ઉદાસ વૃત્તિએ વનમાં, કામ ક્રોધ નહિ જેના મનમાં;**
**જપે જાપ પળે પળે. ગુ૦ ૧**
ગચ્છ, પંથ, વાડા, સંઘાડા, ન કરે જુઠા તેના ભાડા;
સત્ય પંથે વળે. ગુ૦ ૨
મુક્તિપુરિનો માર્ગ બતાવે, વિકથા માંહિ ચિત્ત ન લાવે;
ષટ્ રિપુને દળે. ગુ૦ ૩
યત્નાપૂર્વક પદને ધરતાં, વદે નિર્વદ્ય વાક્ય હિત કરતાં;
આત્મ ધન રળે. ગુ૦ ૪
બેઠા સૂતા એકજ વૃત્તિ, વિશ્વ બધાથી લઈ નિવૃત્તિ;
**વીર** પદે ભળે. ગુ૦ ૫



## ૧૨૬ શુદ્ધ ગુરૂની પિછાન વિષે

( કર્મ અજબ ગતિ બાંધો વિવિધ મતિ—એ દેશી. )

ગુરૂ બોધે મન સ્થિર કરી, **સજ્જની** મોરી,
**વિષયથી ચિત્ત ઉત્તાર હો; માત તાત સમજાવીને, સ૦**
**લીધો સંયમ ભાર હો; જગત ઉદાસી ગુરૂ,**
**જ્ઞાન અભ્યાસી ગુરૂ, ધ્યાન વિલાસી ગુરૂ, વાંદતા, સ૦**
**ભવો ભવનાં દુઃખ જાય હો. ૧**

**નિર્લોભી નિર્લાલચી**, સ૦ **નિર્મોહી નિર્ગ્રંથ હો;**
**ઇંદ્રિય વિષય નિદ્રા તજી**, સ૦ **ચાલે શુદ્ધે પંથ હો**. જ૦ ૨
**વસ્ત્ર પાત્રે મમતા નહિ**, સ૦ **નહિ મમતા નિજ તન હો;**
**રાગી વિરાગી સમ ગણે**, સ૦ **વાડે પાડે નહિ મન હો**. જ૦ ૩
**આપ તરે પર તરતા**, સ૦ **ફરતાં દેશ વિદેશ હો;**
**મગ્ન રહે જ્ઞાન ધ્યાનમાં**, સ૦ **પ્રેમબંધન નહિ લેશ હો**. જ૦ ૪
**સામુદાણી કરે ગોચરી**, સ૦ **દોષરહિત લિયે આહાર હો;**
**નિર્વ્યંજન સ્થાને રહે**, સ૦ **કરી નવ કલ્પી વિહાર હો**. જ૦ ૫
**એહવા ગુરુ ભાગ્યે મળે**, સ૦ **કાપે કર્મના પાશ હો;**
**વીર મુનિ** ગુરૂ સેવતાં, સ૦ આપે શિવ આવાસ હો. જ૦ ૬



## ૧૨૭ સાધુજીના સત્યાવીશ ગુણ

(મોતીવાલા ભમરજી અથવા વ્રતધારી રે સાધુજી એ-દેશી)

આદિ નમું અરિહંતને, સંયમ ધારી રે સાધુજી;
ગાઇશું મુનિગુણ સાર રે, વિશુદ્ધ ગુણધારીરે સાધુજી.
**કનક કામની પરહરી**, સં૦ **લીધો છે સંયમ ભારરે**. વિ૦ ૧
**ત્રસ સ્થાવર સર્વે જીવને**, સં૦ **દીધું અભય દાનરે**; વિ૦
**જૂઠ ન બોલે મુખથકી**, સં૦ **ત્યાગ્યું ચોરી નિદાનરે**. વિ૦ ૨
**શીલ પાળે નવ વાડથી**, સં૦ **મૂર્છા નહિ લવલેશરે**; વિ૦
**રાત્રિભોજન નવિ કરે**, સં૦ **રાખે સંતોષ હમેશરે**. વિ૦ ૩
**ષટ કાયાના જીવને**, સં૦ **રાખે આતમ સમાનરે**; વિ૦
**પાંચ ઈંદ્રિયના વિષયને**, સં૦ **નિગ્રહ કરે ધરી ધ્યાનરે**. વિ૦ ૪
**ભવવર્ધક કષાય જે**, સં૦ **તેથી રહે સદા દૂરરે**; વિ૦
**કાય યોગ જોડે ધર્મમાં**, સં૦ **ચરણ કરણે ભરપૂરરે**. વિ૦ ૫

જ્ઞાન પૂર્ણ ઉરમાં ધરે, સં૦ સમકિતે નિર્મલ મનરે; વિ૦
જ્ઞાન દર્શનમાં ઝીલતા, સં૦ ગોપવે સંયમ રતનરે. વિ૦ ૬
ધર્મ આરાધે શુભ મને, સં૦ મેરૂ પરે થઈ ધીરરે; વિ૦
પ્રતિલેખન કરે યત્નથી, સં૦ વિશુદ્ધ ભાવે રહી થીરરે. વિ૦ ૭
મન વચ કાયા યોગની, સં૦ રહે શુભ પ્રવૃત્તિએ રક્તરે;વિ૦
ક્રોધ તજી ક્ષમામાં રમે, સં૦ રહે વિષયથી વિરક્તરે. વિ૦ ૮
ખમે પરિસહ ખંતથી, સં૦ સહે શાંતિથી રોગરે; વિ૦
જીવનની આશા નહીં, સં૦ મરણનો ધરે નહીં સોગરે. વિ૦ ૯
એ સતાવિશ ગુણે શોભતા,સં૦ તારણ તરણ જહાજરે; વિ૦
ઈંદ્રથી અધિકું ભોગવે, સં૦ આતમ સુખ મુનિરાજરે. વિ૦ ૧૦
ઓગણીસેં સત્તાવને, સં૦ જુનાગઢ ચોમાસરે; વિ૦
**વીર મુનિ** ગુરૂ વાંદતા, સં૦ પામિયે શાંતિ નિવાસરે. વિ૦ ૧૧



## ૧૨૮ સદ્‌ગુરુના ગુણ વિષે

(બેની ચાંદલીઓ ઉગ્યો ને હરણી આથમી રે—એ રાગ.)

**બેની** સૈયરો સાથે તું ચાલ રે, વૈરાગી ગુરૂ વાંદશું રે. **એ ટેક.**

મારા ગુરુજી તો જ્ઞાન ભંડાર છે રે,
જેના દર્શને દુરિત દૂર થાય રે; વૈ૦
જેની વાણીમાં મધુરતા રસ ભરી રે,
જેનાં નયનમાં અમી વરસાય રે. વૈ૦ ૧

જેના મુખ પર શીત શશી સમીરે,
જેના ભાલે ઝળકે છે તપ તેજ રે; વૈ૦
જેના ચરણ કમલે કિરિયા વસી રે,
જેને જોતાં આવે દેવાદિને હેજ રે. વૈ૦ ૨

જેના કરમાં કર્મ ક્ષયતા ભરી રે,
જેના શિરમાં શાંતિ છલકાય રે; વૈ૦
જેના ઉર માંહિ અનુભવ ભર્યો રે,
જેની જીભમાં જયણા જણાય રે. વૈ૦ ૩
જેના અંગોઅંગે દયા ઉભરાય છે રે,
જેના રોમે રોમે સત્ય ઝલકાય રે; વૈ૦
જેના વેણુથી પ્રાણી શાંતિ લહે રે,
જેને જોતાં રોગ સોગ દુઃખ જાય રે. વૈ૦ ૪
જેના અણુ અણુમાં સાધુતા વરી રે,
જેના હૃદય ઋજુ ને પ્રેમાલ રે; વૈ૦
એવા મુનિને **વીર** નમે પ્રેમથી રે,
એની કૃપા થતાં થઇએ નિહાલ રે. વૈ૦ ૫



## ૧૨૯ મુનિ ગુણ વિષે

(મારે સોના સરિખો સૂરજ ઉગિયો—એ રાગ.)

માતા સરસ્વતીને હું વિનવું રે,
લાગું ગણધરને નિત્ય પાય;
મારે ધર્મ રૂપિયો સૂરજ ઉગીયો રે. એ ટેક.
જ્ઞાન નેત્ર આપી દેખતી કરી રે,
તે તારક ગાઈશ ગુરૂરાય. મારે૦ ૧
હું તો ભવાટવીમાં ભૂલી પડી રે,
મળ્યા સદ્ગુરૂ સાર્થવાહ; મારે૦
લાવી માર્ગે સંબળ આપીને રે,
પહોંચાડે શિવપુર માંહ. મારે૦ ૨

સંસાર સાગર જળથી ભર્યો રે,
મારી નાવ તિહાં ગોથાં ખાય; મારે૦
મુને ઉપકારી નિર્યામિક મળ્યા રે,
મારી બેડલી કાંઠે પહોંચાય. મારે૦ ૩

દેહ રથ ચકડોળે ચડ્યો રે,
વિષય વાસનામાં ભટકાય; મારે૦
ગુરૂજી જ્ઞાન માર્ગમાં આણીને રે,
રાખે નિજાનંદની માંય. મારે૦ ૪

મારૂં મન અશ્વ ઉદ્ધત બની રે,
મને કરાવે પાપ અપાર; મારે૦
ગુરૂ જ્ઞાન ચાબુક લગાવીને રે
બાંધ્યો અશ્વ આતમને દ્વાર. મારે૦ ૫

ગુરૂ દીપક ચિંતામણિ સમા રે,
મારા ગુરૂ દેવના છે દેવ; મારે૦
**વીર મુનિ** કહે સુગુરૂ સેવતાં રે,
મળે શિવસુખ અહમેવ. મારે૦ ૬



## ૧૩૦ ગુરૂસ્તુતિ

(રાગ—બનજારાનો.)

**સખી સાંભળ વાત તું મારી, મુને ગુરૂ મળ્યા ગુણધારી. એ ટેક.**

**ગુણ સત્યાવીશે દીપે, પરિષહ બાવીશે જીપે;**
**નવ વાડથી બ્રહ્મચારી. મુને૦ ૧**

**વીશ અસમાધીને ટાળે, એકવીશ સબલા વાળે;**
**દશ યતિ ધર્મના ધારી. મુને૦ ૨**

સત્તર વિધ સંયમ પાળે, બાર તપે આતમ અજવાળે;
તેર કાઠિયા દૂર નિવારી. મુને૦ ૩
ભાગ્યવંતને એ ગુરૂ મળશે, તેનાં પાપો સઘળાં ટળશે;
સેવો સદ્ગુરૂ શુદ્ધાચારી. મુને૦ ૪
ગુણવંત ગુરૂના ગુણ ગાતાં, થાય સર્વ જીવોને શાતા;
'વીર' સેવો ગુરૂ હિતકારી. મુને૦ ૫



## ૧૩૧ ગુણી ગુરૂ પાસે જવા વિષે

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો—એ રાગ. )

હાંરે આવા ગુરૂરાજ પાસ નિત્ય જઇયે,
જાતાં અમૂલ્ય લાભ લઈએ રે; હાંરે આવા૦ એ ટેક.

જ્ઞાન વૈરાગ્યથી સંસાર ત્યાગ્યોરે, મેલી મમત મોહ માયા;
આશા તૃષ્ણાથી રહી દૂરે, આરાધે જિન રાયા રે. હાંરે૦ ૧
માત તાત સુત ભગિની ને ભ્રાતારે, ભારજા મોહનિની વેલી;
કાકા કુટુંબી સગાં સંબંધીને, ચાલ્યા વમનવત્ મેલી રે. હાં૦ ૨
સંયમ નિર્વાહ સારૂ આ દેહનેરે, આહાર ભાડારૂપ આપે;
વસ્ત્ર પાત્રમાં મમત ન રાખે, અંતર સ્થાપે જિન જાપે રે. હાં૦ ૩
શિષ્ય શિષ્યા અને ક્ષેત્રાદિમાં, મારા તારા નવ માને;
નવકલ્પે વિચરે ધરણીમાં, મસ્ત રહે શુભ ધ્યાને રે. હાં૦ ૪
જીવ્યાની આશા ને ભય મરણનોરે, લેશ ઉરે નવ લાવે;
માન અપમાને રહે સમભાવી, વીર વંદન કરે ભાવે રે. હાં૦ ૫



## ૧૩૨ સાધુજીના દર્શનથી થતા લાભ વિષે

( સહિયર સુણિયે રે જીવાભિગમની વાણી—એ દેશી. )

**સહિયર જઈયે રે, મુનિનાં દર્શન કરવા,**
**લાભ લઈયે રે, આત્મનું હિત વરવા. સહિ૦ એ ટેક.**
ભગવતી અંગે ગૌતમ રંગે, પ્રશ્ન કર્યો ઉમંગે,
લાભ કહો પ્રભુજી ઉચ્છરંગે, રહેતાં મુનિવર સંગે. સ૦ ૧
ભાંખે ભગવંત સુણ ગૌતમજી, પ્રશ્ન તેં રુડો ભાંખ્યો,
બોલ દશની પ્રાપ્તિનું ફલ, થાય એમ પ્રભુ દાખ્યો. સ૦ ૨
શ્રવણ જ્ઞાન વિજ્ઞાન વળી ફલ, પચ્ચક્ખાણ સંગમ તેમ,
અનાસ્રવ તપ કર્મક્ષયને, અક્રિયે લહે શિવ ક્ષેમ. સ૦ ૩
નવ સહસ્ર મુનિ કૃષ્ણે વાંદ્યા, ભાવથી વારંવારી,
છેલ્લી ચાર નરક કર્મ છેદી, લીધો લાભ અપારી. સ૦ ૪
જઘન્ય રસે કર્મ કોટીનો ક્ષય, ઉત્કૃષ્ટે જિન થાવે,
ગુલાબ સંગ **મુનિ વીર** પ્રકાશે, જન્મ મરણ ફરી નાવે. સ૦ ૫



## ૧૩૩ મુનિના દર્શનથી થતા લાભ

( વીર જિન આવ્યા રે ચંપા વન કે ઉદ્યાન—એ દેશી.)

ભવિયણ ગાવો રે, બાવિશમા જિન ભાણ,
બાલ બ્રહ્મચારી રે, આપે પદ નિર્વાણ. ભવિ૦ એ ટેક.
ફરતાં દેશ વિદેશની માંહિ, પાવન કરતાં ભવિજન ત્યાંહિ,
આવ્યા નગરી દ્વારિકા જ્યાંહી,
વરદત્ત આદિ રે સાધુ સહસ્ર અઢાર,
રાજિમતી આદિ રે સાધવી ચાલિશ હજાર,
શેશા વનમાં રે આવ્યા લઈ પરિવાર. ભવિ૦ ૧

સમવસરણ ગઢ ત્રણથી સોહે, બેસી વિચમાં ભવિ પડિબોહે,
નિરખી સુર નરનાં મન મોહે,
સિંહાસને બેઠા રે યાદવ કુલપતિ રાય,
ચોસઠ ઇંદ્ર રે લળી લળી લાગે છે પાય,
ઇંદ્રાણી ઉભી રે કર જોડી શિશ નમાય. ભવિ૦ ૨
વનપાલે જઈ દીધી વધાઈ, પ્રભુ આગમ સુણી તન હરખાઇ,
ઉઠ કોટી રોમ ઉલસાઈ,
કૃષ્ણજી આપે રે મુકુટ વર્જી શણગાર,
સાડી બાર કોટી રે, રુપા મહોર ઉદાર,
વનપાલ લેઇ રે પહોંચ્યો નિજ આગાર. ભવિ૦ ૩
પુર શણગારી કરી તઇયારી, બેઠા ગજ હોદ્દે મોરારી,
સાથે નારી બત્રીશ હજારી,
યાદવો આવ્યા રે સૈન્ય તણો સજી સંચ,
પાંચ ચિન્હ મુકી રે અભિગમ સાચવી પંચ,
વિધિથી વાંદે રે મુકી સર્વ પ્રપંચ. ભાવિ૦ ૪
નેમ પછિ મુનિ નવ હજારી, નમતાં થાકયો કૃષ્ણ મોરારી,
સ્વેદ વળ્યો વપુ મધ્યે ભારી,
ત્રણસો સંગ્રામે રે કરતાં ન થાકયો લગાર,
આજ તે હું થાકયો રે કહો પ્રભુ કવણ વિચાર,
સંદેહ ભાંગો રે ગરીબ નિવાજણ હાર. ભવિ૦ ૫
ભગવંત ભાંખે સુણ ગિરધારી, નરક થાક ઉતર્યો બહુ ભારી,
થયો હલકો તું કર્મ સંહારી,
નરક ઘટાડી રે અંતિમ દુઃખ કર ચાર,
કર્મ કાપી રે કીધો પરિત સંસાર,
લાભ ભલો લીધો રે વાંદ્યા ભાવે જિવાર. ભવિ૦ ૬

કમર કસીને બે કર જોડી, કરે વંદન વળી દોડી દોડી,
કહે પ્રભુજી સુણુ વાત તું મોરી,
લાભ અજાણ્યા રે, જાણ્યા લાભ ન થાય,
તે સુણી માધવ રે બેઠો સ્થિર કરી કાય,
મન વચ તનથી રે સેવે પ્રભુજીના પાય. ભવિ૦ ૭

સાંભળી મધુરી પ્રભુ મુખવાણી, સત્યભામા રૂખમણી પટરાણી,
ગાવે ગીત મધુર સ્વર તાણી,
સ્તવના કરતી રે વાંદી નિજ ઘર જાય,
કૃષ્ણ પરે જે વાંદે રે, ભાવે પરમ દિલ લાય,
વીર મુનિ ભાંખે રે, ભવો ભવ પાપ પલાય. ભવિ૦ ૮



## ૧૩૪ વ્યાખ્યાનમાં કે વ્યાખ્યાન બાદ ગાવાની ગહુંલી

( પાવાપુરી જિનરાજ પાવન કરવા રે—એ રાગ. )

કરે પુસ્તક મુખે મુહપતિ ગુરૂ સોહે છે,
બોલે મધુરાં વેણ, મુજ મન મોહે છે;
યતનાથી જોઈ કરી, પગ મેલે છે,
સ્થિર રાખીને નેણ, પાપને ઠેલે છે. ૧

જીવ અજીવના ભેદને, બતલાવે છે,
દેખી જીવ સમૂહ, દયા દર્શાવે છે;
પુણ્ય પાપ સ્વરૂપને, સમજાવે છે,
આસ્રવના પંચ દ્વાર, દૂર તજાવે છે. ૨

સંવર નિર્જરા ભવ્યને, અદરાવે છે,
બંધ જે કર્મના ચાર, દૂર કરાવે છે;
કર્મહીન કરી મોક્ષનાં, સુખ આલે છે,
વિકટ વિષય વિકાર, ગુરૂજી ટાળે છે. ૩
ભ્રમર પરે કરી ગૌચરી, પિંડને પાળે છે,
પરિષહ સહી અઘોર, કર્મને બાળે છે;
કનક ને કામની થકી, મન વાળે છે,
જીતી પાંચે ચોર, આતમ અજવાળે છે. ૪
ધન્ય માતા તેં જનમિયા, પુણ્યવંતાજી,
ધન્ય પિતા કુલવંશ, સુત ગુણવંતાજી;
ધન્ય જેણે ગુરૂ આદર્યા, મહાભાગીજી,
મતિયે નિર્મલ હંસ, સંસારના ત્યાગીજી. ૫
ઓગણીસેં સત્તાવને ગુણ ગાયાજી,
જુનાગઢ મોઝાર, હરખ સવાયાજી;
**વીર મુનિ** ગુરૂ ગાવતા, ઉલ્હાસેજી,
પામે શિવ સુખ સાર, વિશવાવિશેજી. ૬



## ૧૩૫ વાણીમહિમા

(વાડીના ભમરા, દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ)

જીરે ચાલો સજની ગુરુ બોધમાં,
જીરે બોધ સાંભળ્યે દુઃખ જાય રે;
ગુણવંતી બેની, વીર વાણીરે સુણીએ શાંતિથી. એ ટેક.
જીરે સુધર્મ ગણીની પાટે બેસીને,
જીરે વાંચે સિદ્ધાંતના ન્યાય રે. ગુ૦ ૧

જીરે આગાર અણુગાર ધર્મના,
જીરે ભેદ બતાવે રૂડી પેર રે; ગુ૦
જીરે દાન શિયલ તપ ભાવના,
જીરે સ્વરૂપ સમજાવે કરી મ્હેર રે. ગુ૦ ૨

જીરે દેવ ગુરૂ દયા ધર્મનાં,
જીરે ઓળખાવે શુદ્ધ સ્વરૂપ રે; ગુ૦
જીરે નાણુ દર્શણુ ચરણુ રત્નની,
જીરે વ્યાખ્યા આપે છે અનૂપ રે. ગુ૦ ૩

જીરે નાત જાતના ભેદો તજી,
જીરે બાળ વૃદ્ધ ને યુવાન રે; ગુ૦
જીરે સર્વ ધર્મની સભા મધ્યે,
જીરે કરે છે સત્યનું બ્યાન રે. ગુ૦ ૪

જીરે નિઃસ્વાર્થી નિર્લોલચી,
જીરે મમતા નહિ લવ લેશ રે; ગુ૦
જીરે દિયે પરમાર્થે દેશના,
જીરે રંક તવંગરને બેશ રે. ગુ૦ ૫

જીરે અમિય સમાણી વાણી સાંભળી,
જીરે પ્રગટયો પ્રમોદ અપાર રે; ગુ૦
જીરે **વીર મુનિ** વીર વાણીથી,
જીરે લહિયે અચલ સુખ સાર રે. ગુ૦ ૬



## ૧૩૬ વ્યાખ્યાન સાંભળવા જવા વિષે

( ચાલો સાધુજીને વાંદવા રે—એ રાગ. )

સૈયરો મોરી આજનો દિન આનંદનો રે,
સુણીયે શાસ્ત્ર સિદ્ધાન્ત રે; સૈયર મોરી,
જગના ધંધા સર્વે તજી રે,
તજી વાસના મિથ્યાત રે, સૈયર મોરી. આજ૦ ૧
કાળ અનંત નિગોદમાં રે, સહ્યાં દુઃખ અપાર રે. સૈ૦
પૃથ્વી અપ તેઉ વાયુમાં રે,
વનસ્પતિ વિવિધ પ્રકાર રે. સૈ૦ આજ૦ ૨
બી તિ ચઉ ને અસંજ્ઞીમાં રે, તેમ નરક મોઝાર રે, સૈ૦
વીર શ્રદ્ધા વિણ આથડયો રે,
ઘોર અજ્ઞાન અંધકાર રે. સ૦ આજ૦ ૩
પુણ્યે નર ભવ પામિયો રે, આર્ય ક્ષેત્ર ભલું કુળ રે, સૈ૦
પૂરે સાધને કાયા સાંપડી રે,
વળી લહ્યો ધર્મ અનુકુળ રે. સૈ૦ આજ૦ ૪
સદ્ગુરુ ભાગ્યોદયે મળ્યા રે, અપૂર્વ વેણુ વદનાર રે, સૈ૦
શ્રવણ પવિત્ર થશે આપણા રે,
નવ નવા સુણી અધિકાર રે. સૈ૦ આજ૦ ૫
દ્રાખ સાકર ને આંબા થકી રે, મીઠી છે ગુરુજીની વાણી રે, સૈ૦
સુણ્યે તૃપ્તિ ન વળે કદિ રે,
જાણે સુધા તણી ખાણી રે, સૈ૦ આજ૦ ૬
અંગ ઉપાંગ મૂલ છેદનાં રે, રહસ્યો સમજાવે અપાર રે, સૈ૦
**વીર મુનિ** સુણ્યા થકી રે,
થાય પરિત સંસાર રે. સૈ૦ આજ૦ ૭



## ૧૩૭ ગુરૂ ઉપદેશ વિષે

( વિવેકીની વાટડી અમે જોતા રે—એ રાગ. )

જ્ઞાની ગુરૂરાજ બોધ સુણાવે રે,
 ચાલો એનો સાંભળવા ભાવે, જ્ઞાની૦ એ ટેક.

તન ધન ને અનિત્ય બતાવે રે,
 મોહ મિથ્યા મત તજાવે રે,
જૈન માર્ગમાં ઝટ લાવે. જ્ઞા૦ ૧

દેવ ગુરૂ ધર્મ ઓળખાવે રે,
 વિષય કષાયને મુકાવે રે,
સમકિત રત્ન અદરાવે જ્ઞા૦ ૨

વીર ચરિત્ર ભાવે સુણાવે રે,
 સ્વર્ગ નરક સ્વરૂપ સમજાવે રે,
અનાદિ વાસના દૂર કરાવે. જ્ઞા૦ ૩

ધર્મ બીજ ભવિ ઉર વાવે રે,
 સત્ય વારિ સિંચી વિકસાવે રે,
મોક્ષ ફલ પ્રેમેથી ચખાવે. જ્ઞા૦ ૪

ગુરૂ દયા સદા દરશાવે રે,
 ભાવે શાંતિનો પાઠ પઢાવે રે,
ગુરૂ ગુણનો પાર ન આવે. જ્ઞા૦ ૫

ગુરૂ કૃપાથી સત્ય જ્ઞાન આવે રે,
 ફરી લક્ષ ચોરાસીમાં નાવે રે,
**વીર મુનિ** ગુરુ ગુણ ગાવે. જ્ઞા૦ ૬



## ૧૩૮ મુનિરાજના ઉપદેશ વિષે

(રાગ—ઉપર પ્રમાણે.)

ત્યાગી મુનિરાજ ઉપદેશ આપે રે,
ભવ અનંતનાં કર્મો કાપે, ત્યાગી૦ એ ટેક.
ગુરૂ પાટે બેસી બોધ આલે રે,
નર નારીના સંશય ટાળે રે,
સમ દ્રષ્ટિએ સર્વને ભાળે. ત્યાગી૦ ૧
ઉચ્ચ નીચના ભેદ ન રાખે રે,
સત્ય સિદ્ધાંત સર્વને દાખે રે,
કંકાસ કલેશને કાઢી નાખે. ત્યાગી૦ ૨
જ્ઞાનાદિક તણા અતિચાર રે,
સમજાવે વિવિધ પ્રકાર રે,
અદરાવે શ્રાવક વ્રત બાર. ત્યાગી૦ ૩
કનક કામિની મોહ ઉતરાવે રે,
આરંભ પરિગ્રહથી દૂર હઠાવે રે,
સંવર નિર્જરા માર્ગે લાવે. ત્યાગી૦ ૪
કર્મ બાંધ્યાનાં પાપ અઢાર રે,
વિષય પ્રમાદ કષાય ચાર રે,
તજાવે પાપ વ્યાપાર. ત્યાગી૦ ૫
નિયમ ત્યાગ કરાવી અપાર રે,
અટકાવે દુર્ગતિ દ્વાર રે,
આપે શિક્ષા સદા હિતકાર. ત્યાગી૦ ૬
વીર વાણીને ગુરૂજી મલાવે રે;
જેહ ધારે તે ઉંચ પદ પાવે રે,
**વીર** મુનિ અંતે શિવ જાવે. ત્યાગી૦ ૭



## ૧૩૯ વ્યાખ્યાની મુનિરાજના ગુણગ્રામ વિષે

(દ્રૌપદી! તારા પતિનાં વેણુ કે ક્ષિણુ ક્ષિણુ સાંભરે રે લોલ—એ રાગ.)

મ્હેની ગુણવંતા મુનિરાજ કે પુરમાં પધારિયા રે લોલ,
મ્હેની પંડિત ને વાચાલ કે બહુ જન તારિયા રે લોલ;
મ્હેની વ્યાકર્ણ કાવ્ય સહિત કે નિઘંટ છંદ જાણિયા રે લોલ,
મ્હેની ન્યાય સાંખ્ય વેદાન્ત કે તત્ત્વ ઉર આણિયાં રે લોલ. ૧

મ્હેની ષટ દ્રવ્ય ને નવતત્ત્વ કે નય ભેદો ઘણા રે લોલ,
મ્હેની નિક્ષેપ ને પ્રમાણ કે જ્ઞાતા તેહ તણા રે લોલ;
મ્હેની અગમ નિગમના જાણ કે ભંગ જાળો મુખે રે લોલ,
મ્હેની સ્વ પરમત સિદ્ધાંત કે પારંગત થયા સુખે રે લોલ. ૨

મ્હેની મિથ્યામતિનાં માન કે ભાંગે મહા મુનિ રે લોલ,
મ્હેની પંડિતો સુણી વાણી કે ભણે છે જય ધ્વનિ રે લોલ;
મ્હેની રાય રાણા નમે શિર કે આવે ધનવંતો ઘણા રે લોલ,
મ્હેની આપે સર્વેને સમબોધ કે ભેદ ન મત તણા રે લોલ. ૩

મ્હેની નહિ લાલચ લોભ લગાર કે સહુને સરિખા કહે રે લોલ,
મ્હેની ખળ મૂર્ખનાં સુણી વેણ કે સમતાથી સહે રે લોલ;
મ્હેની હોય જે નિર્બુદ્ધિવાન કે શાન્તિએ સમજાવતા રે લોલ,
મ્હેની નહિ શિર રીસનો અંશ કે ઋજુએ રિઝાવતા રે લોલ. ૪

મ્હેની નહિ ગચ્છ સંઘાડાના ભેદ કે નહિ મમતા મને રે લોલ,
મ્હેની નહિ તારૂં મારૂં તિલ માત્ર કે આવે કોઇ તે કને રે લોલ;
મ્હેની કોઈ નિરાશ ન થાય કે પામે પ્રસાદી ધર્મની રે લોલ,
મ્હેની ત્યાગ કરાવે અપાર કે ગાંઠ છોડાવે કર્મની રે લોલ. ૫

મ્હેની એવા મુનિની કરતાં સેવ કે બળે કર્મો પૂર્વનાં રે લોલ,
મ્હેની ધર્મના ચાર પ્રકાર કે શિખવે પાઠ અગર્વના રે લોલ;

વ્હેની તજી વિકથા ને પ્રમાદ કે ચાલો મુનિ દર્શન ભણી રે લોલ,
વ્હેની ત્યાં સુણીશું વીરની વાણી કે આત્મ શાંતિ લેશું ઘણી રે લોલ. ૬
વ્હેની ફરી મળશે નહિ આવો જોગ કે કોઈ કાળે કદા રે લોલ,
વ્હેની આ રત્ન ચિંતામણિ ધર્મ કે સેવન કરો સદા રે લોલ;
વ્હેની આ **વીર મુનિ**ની શીખ કે જે જન ધારશે રે લોલ,
વ્હેની તે ઉતરશે ભવ પાર કે શિવ મહેલે મ્હાલશે રે લોલ. ૭



## ૧૪૦ ગુરૂ સાહમે જવા વિષે

( રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે—એ રાગ )

ચાલો બેનો આજ ગુરૂ સાહમે જઇએ રે, કરી દર્શન પાવન થઇએ.
ચાલો૦ એ ટેક.
ગુરુ લાંબા વિહારથી આવે રે, સકલ સંઘના મનમાં ભાવે રે;
મુખડું જોતાં જ પાપ પુલાવે. ચાલો૦ ૧
સજી શણગાર સુભાગી નાર રે, આવે સાથે લઈ નિજ બાળ રે;
ગાયે ગુણવંતી ગીત રસાળ. ચાલો૦ ૨
ધરી વેશ અપૂર્વ રંગે રે, ચાલે બાળકો શિક્ષક સંગે રે;
બોલે જય જય નાદ ઉમંગે. ચાલો૦ ૩
ચાલે બાળાઓ શિક્ષિકા સાથે રે, ખળકે કંકણો જેહના હાથે રે;
ગુણ ગાવે મળી એક સાથે. ચાલો૦ ૪
વર વસ્ત્રો પહેરી સાજન રે, સાથોસાથ ચાલે મહાજન રે;
જાણે સ્વારી આવી રાજન. ચાલો૦ ૫
છાજે વદને તેજ સવાયું રે, ગુરૂમુખથી ઉર ઉલસાયું રે;
એમ સામૈયે જનવૃંદ આવ્યું. ચાલો૦ ૬

**નમે લળી લળી ગુરૂ પાય રે, પુછે સુખ શાંતિ ગુરૂરાય રે;**
**વીર મુનિ ગુરૂ ગુણ ગાય. ચાલો૦ ૯**



## ૧૪૧ સાધુજી પધારતાં સાહમે ગાવાની ગહુંલી

( વાડીના ભમરા, દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ )

જીરે કંથ પ્રત્યે રે, કહે કામની,
જીરે સ્વામી થાઓને ઉજમાલ રે;
નણંદીના વીરા, ગુરૂજી આવે છે ચાલો સાહમા. એ ટેક.
જીરે પર ઉપકારી છે મુનીશ્વરૂ,
જીરે આવે છે કરવા નિહાલ રે. ન૦ ૧
જીરે પાંચે મહાવ્રત પાળતાં,
જીરે ધારતા પાંચે આચાર રે;
ન૦ જીરે પંચ સમિતે સમિતા સદા,
જીરે ત્રણ ગુપ્તિના ધારનાર રે. ન૦ ૨
જીરે સાતે ભયનાં સ્થાનો તજ્યાં,
જીરે પ્રવચનથી ધરે રંગ રે;
ન૦ જીરે બાર ભેદે તપને તપી,
જીરે જેણે બાળ્યો છે અનંગ રે. ન૦ ૩
જીરે નવ વાડે શિયલ વહે,
જીરે કરે કંચન પરિહાર રે;
ન૦ જીરે યતિ ધર્મને આરાધતા,
જીરે કરતા ઉગ્ર વિહાર રે. ન૦ ૪
જીરે સત્તર સંયમને ધારતા,
જીરે બેંતાલીશ છન્નુ દોષ રે;

ન૦ જીરે ટાળીને કરે ગોચરી,
જીરે રાખે આતમ સંતોષ રે. ન૦ ૫
જીરે મહીમંડલે જીવો તારતા,
જીરે તારવા આવ્યા છે શહેર રે;
ન૦ જીરે પૂરણ પુણ્યે પધારે છે,
જીરે દર્શન થાય લીલા લહેર રે. ન૦ ૬
જીરે કામની વેણુ અમૃત સમાં,
જીરે સાંભળી ચાલ્યો સવિ સાથ રે;
ન૦ જીરે **વીર મુનિ** ગુરૂ વાંદતા,
જીરે પંચાંગ નામી જોડી હાથ રે. ન૦ ૭



## ૧૪૨ ગુરૂ સાહમા જતાં ગાવા વિષે.

જ્ઞાની ગુરૂને જાઉં વારણે રે લોલ, મોંઘા મૂલેરા મુનિરાય જો;
નમન કર્યાં સુખ સંપજે રે લોલ,
પાતિક દૂર પુલાય જો. જ્ઞા૦ ૧
સૂર્ય પ્રકાશે મારે આંગણે રે લોલ, ગુરૂ જ્ઞાન પ્રકાશે ભવિઉર જો;
ચંદ ચાંદની ભુવિ વિસ્તરી રે લોલ,
ગુરૂ શાન્તિ વિસ્તારી ભરપૂર જો. જ્ઞા૦ ૨
ચંપો ફૂલ્યોરે ફૂલવાડીમાં રે લોલ, ગુરૂ ખીલે દેશનાની માંય જો;
અમોઘ ધારા વાણી વરસતા રે લોલ,
લાગે અમૃત સમ સુખદાય જો. જ્ઞા૦ ૩
ચંદ પરે ચઢતી ગુરૂની કલા રે લોલ, ઉદધિની પરે ગંભીર જો;
કમલ પરે ગુરૂ નિર્લેપ છે રે લોલ,
શંખ સરિખું ઉજ્જવલ ઉર જો. જ્ઞા૦ ૪

આજે આનંદ ગુરૂ પધારવે રે લોલ, દર્શને પ્રમોદ અપાર જો;
વાણી સુણ્યાથી હર્ષ જાગશે રે લોલ,
ગુરૂ નામથી જય જયકાર જો. જ્ઞા૦ ૫
આજનો દિન રળિયામણો રે લોલ, મળ્યા ચિંતામણી ગુરૂરાય જો;
**વીર મુનિ** ગુરૂ ગુણ ગાઈયા રે લોલ,
સુવઈ ગામની માંય જો. જ્ઞા૦ ૬



## ૧૪૩ ગુરૂ સાહમા જતાં ગાવા વિષે

( આવ્યા છે ભવ્ય જીવ તારવા—એ રાગ. )

ચાલોને ગુરૂજીને વાંદવા, સૈયર મોરી ચાલો૦ એ ટેક.
દૂર દેશથી વિહાર કરીને, આવે આપણુને તારવા. સૈ૦ ૧
કષ્ટ વેઠી વેલા વેલા ગુરૂજી, દે છે દર્શન કર્મ કાપવા. સૈ૦ ૨
સહી પરિષહ સમ ભાવેથી, આવ્યા સંકટ નિકંદવા. સૈ૦ ૩
ભાગ્ય પૂર્વનાં પ્રગટ થવાથી, પધાર્યા બોધ ગુરૂ આપવા. સૈ૦ ૪
ધંધા મેલીને ધર્મે ધરી મન, સેવો સુગુરૂ શાંતિ માણુવા. સૈ૦ ૫
**વીર મુનિ** વીરવાણી સાંભળવા, આવો બેનો શિવ પામવા. સૈ૦ ૬



## ૧૪૪ ગુરૂ પધારતી વખતે ગાવાની ગહુંલી

( પાવાપુરી જિનરાજ પાવન કરવા રે—એ રાગ. )

ગામ નગર મહિમંડલે, ગુરૂ ફરતા જી;
ભવિ જીવ તારણ કાજ, પગલાં ધરતા જી;
અષ્ટ કર્મના સમૂહને, ગુરૂ હરતા જી;
નિરખી મુનિ દેદાર, પાખંડી ડરતા જી. ૧

ભાગ્ય ભલે ગુરૂ આવિયા, પુર મારે જી;
ઉગ્યો કનકનો ભાણુ, આજે સખી મારે જી;
ચાલો ચાલો ગુરૂ વાંદિયે, વ્રત ધારી જી;
પાળે પ્રવચન માત, શુદ્ધ આચારી જી. ૨
સ્થિરાસને બેઠા થકા, ગુરૂ રાજે છે;
નિરખી ગુરૂ મુખ ચંદ, શશિ પણ લાજે છે;
રત્ન ત્રયની ધૂનમાં, બિરાજે છે;
દેતા ભવિયણ બોધ, આષાઢી ગાજે છે. ૩
જીવાજીવ સ્વરૂપને, સમજાવે છે;
પુણ્ય પાપના પંથ, ન્યારા બતાવે છે;
આસ્રવ ને વળી બંધથી, અટકાવે છે;
સંવર નિર્જર માર્ગમાં, ગુરૂ લાવે છે. ૪
રત્ન ત્રય અદરાવીને, મોક્ષ આપે છે,
જન્મ જરા ને મરણના, બંધ કાપે છે;
અનંત આત્મિક સુખમાં, ગુરૂ સ્થાપે છે;
ગુરૂ ગુણ અનંત અગાધ, કહો કોણ માપે છે. ૫
નિર્લોભી નિર્લાલચી, ગુરુ આવ્યા છે;
પર ઉપકારી મહંત, સહુ મન ભાવ્યા છે;
જિન વાણીના ભાવ, અમને બતાવે છે,
**વીર મુનિ** કર જોડી, શિર નમાવે છે. ૬



## ૧૪૫ દેશના દીધા બાદ ગાવાની ગહુંલી

(વિવા આવ્યો ઢુકડો—એ રાગ.)

સજની આવી આનંદે ગુરૂ વાંદવા,
સજની સાથે લઈ સખી સાથ રે, વાંદ્યા મેં ગુરૂજી ભાવથી;

સજની પંચ અંગ નામી વિનયથી,
સજની સરલ બની જોડી હાથ રે. વાં૦ ૧
સજની પાટે બેઠા ગુરૂ દે દેશના,
સજની વરસે મૂસળ જલ ધાર રે; વાં૦
સજની અમીય સમાણી વાણી મિઠડી,
સજની સાંભળી હર્ષ અપાર રે. વાં૦ ૨
સજની જગમાં ગુરૂ બહુ દેખીયા,
સજની નાવે મારા ગુરૂને તોલે રે; વાં૦
સજની જીવદયા પાળે પ્રીતથી,
સજની સત્ય વચન મુખ બોલે રે. વાં૦ ૩
સજની અદત્ત ગ્રહણ કરે નહિ,
સજની ત્રિય માને માત સમાન રે; વાં૦
સજની પર દ્રવ્ય પત્થર તુલ્ય ગણે,
સજની જ્ઞાનામૃતનું કરે પાન રે. વાં૦ ૪
સજની વિવાહ વરે વહોરે નહિ,
સજની ન લિયે સદાવ્રતનું અન્ન રે; વાં૦
સજની સચિત્ત ને અસુજઝતું કહી,
સજની ન ઈચ્છે ભોજન મન્ન રે. વાં૦ ૫
સજની શીત શિયાળે સહન કરે,
સજની તાપે ન તપાવે તન રે; વાં૦
સજની તીન પછેડીને વાવરે,
સજની ભલે બેઠા હોય વન રે. વાં૦ ૬
સજની સેજ તળાઈયે સુવે નહિ,
સજની પલંગ તજી સુવે પાટ રે; વાં૦

સજની શિરખ ગોદડાં ઓઢે નહિ,
સજની હિંચે ન કદિ બેસી ખાટ રે. વાં૦ ૭
સજની તાપ કાલે તડકે તપે,
સજની મોજાં ન ધરે કદિ પાય રે; વાં૦
સજની છત્ર વસ્ત્ર શિર ઓઢે નહિ,
સજની સ્નાન વંછે નહિ કયાંય રે. વાં૦ ૮
સજની ચોમાસે મેહ વરસતે,
સજની વહોરવા જાય ન બહાર રે; વાં૦
સજની એક સ્થાને સ્થિર બેસીને,
સજની પાળે વિમલ આચાર રે. વાં૦ ૯
સજની આશા તૃષ્ણા નહિ અંગમેં,
સજની સંગ્રહ ન કરે તિલમાત્ર રે; વાં૦
સજની જમે નહિ ગૃહસ્થ ભાજને,
સજની તુંબા કાષ્ટનાં રાખે પાત્ર રે. વાં૦ ૧૦
સજની ગાડી ઘોડા રથ વાહને,
સજની બેસી ન કરે વિહાર રે; વાં૦
સજની ભાર ઉપડાવે ન પર કને,
સજની બેસે ન ગૃહસ્થીને દ્વાર રે. વાં૦ ૧૧
સજની જોગી બાવા જગ જોયા ઘણા,
સજની દીઠા નં ગુરૂ સમ કો ત્યાગી રે; વાં૦
સજની **વીર મુનિ** ગુરૂ વાંદિયે,
સજની પ્રહ ઉગમતાં જાગી રે. વાં૦ ૧૨



## ૧૪૬ ગુરૂ ગામમાં પધારતાં ગાવાની વિનંતિ

( મારે સોના સમો રે સૂરજ ઉગીયો—એ રાગ. )

બેની સદ્દગુરૂ આવ્યા આ ગામમાં રે, મારા તરણ તારણ ગુરૂરાય;
હું તો ગુરૂજી વાંદીશ શુદ્ધ પ્રેમથી રે,
જેની દૃષ્ટિમાં દયા દરશાય છે રે,
જેની વાણી તો મધુરી જણાય. હું૦ ૧

નીચી નજર ધરી ગુરૂજી ચાલતા રે, જતનાએ ધરતા પાય; હું૦
કાલ ભાવ જાણી વાણી વરસાવતા રે,
કોઈ જીવનું મન ન દુભાય. હું૦ ૨

નવ વાડથી શિયળને પાળતા રે, તજે અબ્રહ્મ અઢાર પ્રકાર; હું૦
દશ યતિ ધર્મને આરાધતા રે,
શુદ્ધ ભાવે તપે તપ બાર. હું૦ ૩

જીતે પરિષહ બાવીશ આકરા રે, ગણે કનકને કંકર તુલ્ય; હું૦
ટાળે બાવન અનાચિરણ પાપનાં રે,
ધારે ગુણ સત્યાવિશ અમૂલ્ય. હું૦ ૪

સંયમ સત્તર વિધ સાધતા રે, તેર કાઠિયા કાઢે દૂર; હું૦
અસમાધિયા સબળા દોષને રે,
નિવારે સંયમે રહી શૂર. હું૦ ૫

ગુરૂ ગુણ ગણ્યા ગણાય નહિં રે, મારી અલ્પમતિ ન પામે પાર; હું૦
**વીર મુનિ** બ્હેનોની વિનતી સુણી રે,
ગુરૂ કરજો અહીં શેષ કાલ. હું૦ ૬



## ૧૪૭ સદ્‌ગુરૂને સ્હામાં જતાં ગાવાની ગહુંલી

( પુનમ ચાંદની ખીલી—એ રાગ. )

ચાલો બેનો સામા જઈએ ગુરૂને ભાવથી રે,
જેનાં દર્શન કીધે ટળે પૂર્વનાં પાપ;
આવો અવસર ફરી ફરી મળશે નહિ રે,
જેનું મુખડું જોતાં જાયે ત્રિવિધિ તાપ. ચાલો૦ એ ટેક.

સાખી

કાચ રત્ન કંકર કનક, ફૂલ સૂલ એક ભાવ;
સુખ દુઃખ સરિખાં ગણે, તેમ આવ ને જાવ.
માન અપમાન ઉર આણે નહિ કદિ રે,
અરિ મિત્ર સાથે રાખે એકજ ભાવ. ચાલો૦ ૧

સાખી

યશ અપયશ લાભ હાની ને,મરણ જીવન એક તુલ્ય;
મ્હેલ મસાણ ને શહેર વન, સમાન ધન વળી ધૂળ.
ચંદન વિલેપન રજ કોઈ માથે ધરે રે,
નાણે રોષ તોષ કદી દિલ માંય. ચાલો૦ ૨

સાખી

નિંદા સ્તુતિ પ્યાર ખાર, ઉંચ નીચ નહિ ભેદ;
પાપી અપાપી સમ ગણે, ધરે ન હર્ષ તેમ ખેદ.
રાગી અણુરાગી કે રાય રંક સરિખાં ગણે રે,
લીન રહે નિત્ય જ્ઞાન ધ્યાનની માંય. ચાલો૦ ૩

સાખી

સમજુ મૂર્ખ સર્વને, આપે સત્ય ઉપદેશ;
વિનિત અવિનિત ઉપરે, નાણે રાગ કે દ્વેષ.

લુખાં મીઠાં ભોજન દેહ નિર્વાહે કરે રે,
આતપ શીત ભૂખ તૃષા સહે એક ધાર. ચાલો૦ ૪

સાખી

એહવા મુનિ સ્હામે જતાં, ત્રુટે કર્મની ક્રોડ;
ઉત્કૃષ્ટ ભાવે જિન હુવે, ટાળી અનાદિ ખોડ.
**વીર મુનિ** કહે પૂર્વ પુણ્યે પામિયે રે,
સદ્‌ગુરૂ સંગ સદા હિતકાર. ચાલો૦ ૫



## ૧૪૮ ગુરૂ પધારવા વિષે વિનંતિ

( ભેખ રે ઉતારો રાજા ભરથરી—એ રાગ.)

ગુરૂજી પધારો પુર માહરે, દેવાને ઉપદેશ જી;
તત્ત્વ સમજાવો શાસ્ત્રનાં, કરવા જીવન બેશ જી. ગુ૦ ૧

અબુજને બુજાવવા, ભૂલ્યા માર્ગે ચડાવો જી;
પાપીને પાપ તજાવવા, અમૃત વાણી વરસાવો જી. ગુ૦ ૨

મૂર્ખને પંડિત કરો, અસ્થિરને સ્થિર કરાવો જી;
કુસંપ તજાવી સંઘમાં, સંપ સદા સરજાવો જી. ગુ૦ ૩

સામાયિક પડિકમણાં, એકાસણાં ઉપવાસ જી;
પોસા સંવર છઠ અઠમો, આપ આવ્યે થાશે ઉલ્હાસજી. ગુ૦ ૪

દાન શિયલ તપ ભાવના, ધર્મ બોધ દેવાશે જી;
થાશે સુધારા સંઘમાં, શાંતિ સંપ પથરાશે જી. ગુ૦ ૫

મેઘ મયૂર પરે શ્રાવકો, જુવે ગુરૂજીની વાટ જી;
**વીર મુનિ** ગુરૂ માહેરા, ટાળશે સઘળા ઉચાટ જી. ગુ૦ ૬



## ૧૪૯ ગુરૂ પધારતી વખતે ગાવાની ગહુંલી

(આવ્યા છે ભવ્ય જીવ તારવા—એ રાગ)

આજે હરખ વધામણાં, સજની મોરી આજે૦
મારા ગુરૂજીનાં લહું નિત્ય ભામણાં. સ૦ આ૦ એ ટેક.
ઘણા દિવસથી વાટ જોતાં અમો,
નામ જપતાં'તાં નિત્ય નરણા. સ૦ આ૦ ૧
ચકોર ચંદ સમ ચાહ હતી અમ,
ચારે તીર્થના ચિત્ત હરણા. સ૦ આ૦ ૨
પૂર્વ સંચિત દૂર કરવાને,
સેવો ભવિજન મુનિ ચરણા. સ૦ આ૦ ૩
ભાવથી ભક્તિ સેવા કરે તેનાં,
ટાળો જનમ ને મરણા. સ૦ આ૦ ૪
**વીર મુનિ** વીર માર્ગ બતાવવા,
આવ્યા ગુરૂજી અમી ઝરણા. સ૦ આ૦ ૫



## ૧૫૦ ગુરૂ પધારવાની વિનંતિ

(શી કહું કથની મારી હો રાજ, શી કહું—એ રાગ.)

મુનિ અમ ગામ પધારી હો રાજ (૨)
દેજો દર્શન વારંવારી હો રાજ. મુનિ૦ એ ટેક.
ભવસાગરથી જીવોને તારવા, મળી ગુરૂ રૂપ નાવા;
શ્રદ્ધાળુ જન આશ્રય લઈને, જાયે શિવપુર જાવા.
હો રાજ. મુ૦ ૧
જ્ઞાન પ્રકાશ હૃદયમાં કરવા, ગુરૂ ! દીપક પ્રકટાવો;
અજ્ઞાન તિમિર ટાળી ઘટમાં, જળ હળ જ્યોતિ જગાવો.
હો રાજ. મુ૦ ૨

કર્મની વ્યાધિ દૂરે કરવા, ગુરૂ ! રસાયણ આપો;
રોમે રોમે શાંતિ પથરાવો, દુઃખ સંકટને કાપો.
હો રાજ. મુ૦ ૩

મિથ્યા રૂપી વાદળ હટાવા, ગુરુ વાયુ સમ જાણો;
જ્ઞાન રવિ અંતર પ્રગટાવી, મારો મોહ મહિ રાણો.
હો રાજ. મુ૦ ૪

પાપ પંકને દૂરે કરવા, સંયમ જળ વહેવરાવો;
કર્મ મળ ધોઈ ચૈતનને, અજરામર પદે લાવો.
હો રાજ. મુ૦ ૫

ગુણ ગણુ ગણુતાં પાર ન પામું, દયા કૃપા તુમ યાચું;
**વીર મુનિ** સદ્દગુરૂ તજી અન્ય, કુગુરૂમાં નહિ રાચું.
હો રાજ. મુ૦ ૬



## ૧૫૧ ગુરૂ દર્શન થતાં આનંદ વિષે

( ધનાશ્રી રાગ. )

આનંદનો નહિ પાર, સખી મારે, આનંદનો નહિ પાર. એ ટેક.
સાધુ સરિખી મંડલી નિરખી (૨) ધન્ય માનું અવતાર. સખી૦ ૧
મહા લાભ ફળ થાય સખી મુને (૨) ગુરૂના દીઠે દેદાર. સ૦ ૨
ઈર્યા સમિતિ શોધી ચાલે (૨) ઉર દયા રાખે અપાર. સ૦ ૩
નિરવદ્ય વાણી વદને ઉચ્ચારી (૨) સમજાવે નર નાર. સ૦ ૪
**વીર મુનિ** નિત્ય સદ્દગુરૂ નમતાં (૨) થાયે જય જયકાર. સ૦ ૫



## ૧૫૨ ગુરૂને પધારવાનું આમંત્રણ

( નોકર મત જાના શિરદાર—એ રાગ.)

પધારો ગુણીયલ શ્રી ગુરૂરાજ, સુધારો સેવકનાં સૌ કાજ. એ ટેક.
દેશ વિદેશ વિચરી ખાંતે, કર્યાં બહુ ઉપકાર;
કંઈકિ જીવોને તારી પ્રીતે, આપ્યાં શિવપુર દ્વાર. પ૦ ૧
બહુ દિવસે વિનંતી સ્વિકારી, લઇ શિષ્યો પરિવાર;
પૂર્ણ પુન્યથી પાવન કરવા, આવ્યા અહીં અણગાર. પ૦ ૨
કુસંપ ક્લેશ કંકાસ કાઢીને, આપો સદ્ ઉપદેશ;
વ્હેમ વાસના તજાવી ઉરથી, સમજાવો ધર્મ વિશેષ. પ૦ ૩
નર નારી નિરખી ગુરૂ મુખડા, વંદે વારંવાર;
**વીર મુનિ** કહે ભવસિંધુથી, ઉતારે ગુરૂ પાર. પ૦ ૪



## ૧૫૩ ગુરૂની પધરામણી થવા વિષે.

(નામની નામની નામની રે, મુને લાગી લગન પ્રભુ નામની—એ રાગ.)

આનંદ છે આનંદ છે આનંદ છે રે,
આજે ગુરૂજી આવ્યા આનંદ છે. એ ટેક.
સોનાનો સૂરજ ઉગ્યો છે મારે, મોતીનો ચોક પુરાય છે રે. આ૦ ૧
વાણી અમૃતના વરસાવનારા, ચિંતામણિ ગુરૂરાય છે રે. આ૦ ૨
ચિત્રા મોહનવેલ ગુરૂ છે, સાચા પારસ મુનિરાય છે રે. આ૦ ૩
કલ્પતરૂ આજે આંગણે ઉગ્યો, એ સેવ્યાથી ભવદુઃખ જાયછેરે. આ૦ ૪
ભાગ્યે ભેટયા શિવ સાર્થવાહ, હવે જન્મમરણ દૂર થાય છેરે. આ૦ ૫
પધરામણી 'વીર' ગુરૂની થવાથી, શાંતિ શાંતિ પથરાય છે રે. આ૦ ૬



## ૧૫૪ મુનિરાજના વિહાર વખતની ગહુંલી

( આદિતે આપ વિહાર કરીને—એ રાગ. )

ગુરૂજી આપ વિહારથી અમને, દુઃખ થાય છે શું કહીએ તમને,
શાંતિ આપો સવિ જનને, ગુરૂ મારા આતમ ધ્યાની;
સંઘની વિનતિ માની, વળો પાછા ગુરૂ જ્ઞાની. ૧
અમે રાગી અને આપ વિરાગી, તેથી ચાલ્યા તમે અમને ત્યાગી;
અમે તો છીએ ગુણ રાગી. ગુરૂ મારા૦ ૨
બહુ દિનનો સહવાસ તમારો, લાભ લીધો વાણીનો અપારો;
તે યાદ આવે ગુરૂ આ વારો. ગુરૂ મારા૦ ૩
પદાર્થ નવનું સ્વરૂપ બતાવી, અનેકાંત માર્ગની આપી ચાવી;
આપ્યું જ્ઞાન દયા લાવી. ગુરૂ મારા૦ ૪
સત્ય સમજાવી અજ્ઞાનતા ટાળી, મોક્ષ સહામે આપે લીધા છે વાળી;
છોડાવી મહા મોહ જાળી. ગુરૂ મારા૦ ૫
વ્રત નિયમ પચ્ચક્ખાણ કરાવી, આસ્રવદ્વાર સદા અટકાવી;
સંવર દ્વાર દર્શાવી. ગુરૂ મારા૦ ૬
ગુરુ ઉપકાર ભૂલું નહિ ક્યારે, નિશદિન રહો મુજ અંતર દ્વારે;
પધારજો વારોવારે. ગુરૂ મારા૦ ૭
સંઘે મળી વિનતી કરી ભારી, ગુરૂએ સુણી એક ચિત્તે ધારી;
વીર મુનિએ ઉચ્ચારી. ગુરૂ મારા૦ ૮



## ૧૫૫ ગુરૂ વિહારથી સંઘ દીલગીર થવા વિષે

( જીરે મારે.........એ રાગ. )

જીરે મારે ગુરુજી કરતા વિહાર, સંઘ સકલ મન ટળવળે જીરેજી;
જીરે મારે નયણે ઝરતાં નીર, હૃદય કમળ દળ ઉચ્છળે, જીરેજી. ૧

જીરે મારે પોથી ખભા પર લીધ, ઝાલી ઝોળી ગુરૂ હાથમેં, જીરેજી;
જીરે મારે ઉપકરણ લઈ સંઘાત, ચેલા ચાલ્યા સાથમેં, જીરેજી. ૨
જીરે ઈર્યા સમિતિ ધરે પાય, જગ સામી દૃષ્ટિ ના કરે, જીરેજી;
જીરે મારે નવ કલ્પીના વિહાર, કરવા ચાલ્યા હર્ષ ભરે, જીરેજી. ૩
જીરે મારે શ્રાવકો કરે અરદાસ, શેષ કાલે વેલા આવજો, જીરેજી;
જીરે મારે શ્રાવિકાઓ થઇ દિલગીર,
કોઈ દિન ગુરૂ યાદ લાવજો, જીરેજી. ૪
જીરે મારે નર નારી સમુદાય, વારંવાર વંદન કરે, જીરેજી;
જીરે મારે જુવે ન સામું મુનિરાય, યત્નાએ આગળ સંચરે, જીરેજી. ૫
જીરે મારે ચાર માસની પ્રીત, પળમાં ત્રોડી ગુરૂ ચાલીયા, જીરેજી;
જીરે મારે નહિ ઉર રાગ કે રીસ, વૈરાગે મન વાળિયાં, જીરેજી. ૬
જીરે ગુરૂ આંખે થતાં અલોપ, જન સકલ પાછા ફર્યા, જીરેજી;
જીરે મારે ઘડી ઘડી આવે યાદ,
**વીર મુનિ** ગુરૂ ગુણ ભર્યા. જીરેજી. ૭



## ૧૫૬ ગુરૂ વિહાર કરી જતાં ગાવાની ગહુંલી

(મલારરાવ એક વાર કડીએ પધારજો રે—એ રાગ)

ગુરુજી મ્હારા અમને પાવન કરવા આવજો રે,
દેજો દર્શન બીજી વાર રે, ગુ૦
દયા લાવી સંઘ ઉપરે રે, કરજો અમારા ઉદ્ધાર રે. ગુ૦ ૧
ઉપાશ્રય તુમ વિણુ ના ગમે રે, પાટ સામે ન જોવાય રે; ગુ૦
વેરી જેવી શેરી અલખામણિ રે, અમને ચેન પડે નહિ ક્યાંય રે. ગુ૦ ૨
અપૂર્વ વાણી સંભારતાં રે, વરસે આંખે આંસુધાર રે; ગુ૦
આવા સાચા ગુરુ નહિ મળે રે, ભવોભવ તારણહાર રે. ગુ૦ ૩

જ્ઞાની ગુરૂના વિયોગથી રે, શૂન્ય આ સર્વ જણાય રે; ગુ૦
ગુરૂના ગુણો યાદ લાવતાં રે, હ્રદય ભરાઈ જાય રે. ગુ૦ ૪
સામું જુવો મુનિરાયજી રે, દયા લાવી એક વાર રે; ગુ૦
કઠણ હ્રદયના ના બનો રે, અમ અવગુણ અપાર રે. ગુ૦ ૫
ભક્ત વત્સલ થાઓ સંયમી રે, ગુણગ્રાહી ગુરૂરાય રે; ગુ૦
ફરી ફરી તારવા આવજો રે, "વીર" વિનતિ ચિત્ત લાય રે. ગુ૦ ૬



## ૧૫૭ ગુરૂ ચોમાસું કરી વિહાર કરે ત્યારે ગાવાની ગહુંલી.

( શુભ જ્ઞાન રસીલી રૂડી દેશના રે લોલ—એ રાગ. )

બેની વિહાર ગુરુનો શ્રવણે સુણી રે લોલ,
સખી મન મારૂં મુંઝાય જો;
માસ ચાર સ્થિરતા કરી ચાલિયા રે લોલ,
હવે ઠરે ન વૈરાગી ગુરૂ રાય જો;
ગુરૂ વિના દિસે સૂનું ગામ આ રે લોલ. એ ટેક. ૧

વ્હેલી ઉઠી જાતી સ્થાનકે સદા રે લોલ,
મુકી સંસારી સર્વ કામ જો;
કરતી સામાયિક હું ઉમંગથી રે લોલ,
રાખી નિશ્ચલ મન એક ઠામ જો. ગુરૂ૦ ૨

ગુરૂ વાણી સુણતી હું હોંશથી રે લોલ,
રાખી દૃષ્ટિ મુનિ સન્મુખ જો;
વારંવાર હું ગુરૂજીને વાંદતી રે લોલ,
ભાંગવા અનાદિની ભૂખ જો. ગુરૂ૦ ૩

પ્રશ્નો પુછી હું સંશયો ટાળતી રે લોલ,
થતાં મનનાં બધાં સમાધાન જો;
ગુરૂ વ્રતો અદરાવ્યાં મને ખંતથી રે લોલ,
કાઢયું અંતર તણું અજ્ઞાન જો. ગુરૂ૦ ૪

આસ્રવ તજાવી આત્મ ઉજળો કર્યો રે લોલ,
આપ્યું સૂત્ર રહસ્ય સુખકાર જો;
વિધિ માર્ગ ગુરુએ સમજાવિયો રે લોલ,
કેમ ભૂલું કરેલ ઉપકાર જો. ગુરૂ૦ ૫

દુઃખ થાય છે ગુરૂના વિહારથી રે લોલ,
ગુરૂને રાખે તેને લાગું પાય જો;
**વીર મુનિ નિસ્પૃહી** ગુરૂ ના રહે રે લોલ,
ભલે કરે અનેક ઉપાય જો. ગુરૂ૦ ૬



## ૧૫૮ દીક્ષા લેવા જતી વખતે ગાવાના સાત વાર

( હાંરે મારે આસો માસે શરદ પુનમની રાત જો—એ રાગ. )

હાંરે સખી રવિએ રવિ સમ ત્યાગી થઇ ઉજમાલ જો,
માત તાત ભ્રાત ભગિની રાગને પરિહરી રે લોલ;
હાંરે સખી રવિવત રાતા, જ્ઞાતા જ્ઞાન અપાર જો,
દીક્ષા ભિક્ષા લેવા ચાલ્યા ભાવ ભલા ધરી રે લોલ. ૧

હાંરે સખી સોમે સૂમપણું તજી દેતા દાતા દાન જો,
જલધરવત્ વરસે ભેદભાવ દૂરે કરી રે લોલ;
હાંરે સખી રાગ રોષ તજી શીતલતા ધરી અંગ જો,
સંયમ સાધન આરાધન શાંતિ દશા વરી રે લોલ. ૨

હાંરે સખી મંગલ વારે મંગલીકનાં કરી કામ જો,
દુઃખહર સુખકર ચરણુ ધરણુને ઉમંગીયો રે લોલ;
હાંરે સખી નિશ્ચલ મંગલ જિન સિદ્ધ સાધુ ધર્મ જો,
શરણા ભાવી ભાવથી આતમ રંગીયો રે લોલ. ૩
હાંરે સખી બુધવારે શુદ્ધ બુદ્ધિના બલવાન જો,
બાહ્યાભ્યંતર બાધક બધી દુબધા તજી રે લોલ;
હાંરે સખી બોધિ બીજ ગુરૂદત્ત વાવી ઉરની માંહિ જો,
ચારિત્ર તરૂ ખિલવવા ચાલ્યા ગુણી સદ્ગુણુ સજી રે લોલ. ૪
હાંરે સખી ગુરૂએ ગુરૂ ગુણુ ઘટ માંહિ ઉતારી જો,
મ્હાલવા ગુણુ વનમાં દોષો દુઃખ રૂપે ગણી રે લોલ;
હાંરે સખી વિભાવ દશા છોડી રમવા આતમભાવ જો,
વૈરાગી રાગી સંયમી ચાલ્યા શિવ વરવા ભણી રે લોલ. ૫
હાંરે સખી શુક્રે સુકૃત્ય સંચય કરી અનેક જો,
સંઘ સ્વધર્મી શાસનની સેવા સાચવી રે લોલ;
હાંરે સખી સાજન માજન સૌ સાથે લઈ પરિવાર જો,
વીર જિણુંદની પાસે આવી શિવ પુરિ જાચવી રે લોલ. ૬
હાંરે સખી શનિએ શાંત સ્વભાવી ભાવી ગુણી જે સંત જો,
તે સમીપે આવી ચરણુ કરણુ માગવા પ્રીતથી રે લોલ;
હાંરે સખી વિધિપૂર્વક ઘે દીક્ષા શિક્ષા ગુરૂરાય જો,
તે આરાધી લેવી અમર પુરિ શુભ રીતથી રે લોલ. ૭
હાંરે સખી સંવત ઓગણીસેં ત્રાણુની શુભ સાલ જો,
માસ આષાઢે સુદિ તેરસ તિથિ આવી ભલી રે લોલ;
હાંરે ગુરૂ ગુલાબચંદ્રજી સાથે રહી ચોમાસ જો,
**વીર મુનિએ** ગાઈ ગહુંલી ગામ ગુંદાલે નિર્મળી રે લોલ. ૮



# ૧૫૯ પર્યુષણ પર્વ વિષે

( કર પડિકમણું રે ભાવશું—એ રાગ. )

પર્વ પર્યુષણ શોભિતું, સર્વ પર શિરદાર લાલ રે,
આરાધો ખરી ખંતથી, રાખી ધર્મથી પ્યાર લાલ રે. પ૦ ૧
કષાય મોહ મમતા તજી, તજી રાગ ને રોષ લાલ રે,
વેર ઝેર અળગાં કરી, વધારો સદ્‌ગુણ કોષ લાલ રે. પ૦ ૨
પાપ અઢારે પરિહરો, વિકથા કરો સર્વ દૂર લાલ રે;
દાન શીલ તપ ભાવમાં, રાખો ભાવ ભરપૂર લાલ રે. પ૦ ૩
સ્વધર્મીની સેવા કરો, દિયો ગુણી જનને દાન લાલ રે,
રક્ષણ કરો ખટ કાયની, જે સર્વ ધર્મ પ્રધાન લાલ રે. પ૦ ૪
વિત્ત વાવરો વિગતે કરી, તપો તપ બહુ પ્રકાર લાલ રે;
કરો પ્રભાવના જ્ઞાનની, જેમ થાય ધર્મ ઉદ્ધાર લાલ રે. પ૦ ૫
પૌષધ સંવર વ્રત આદરો, ધારો નિયમ અનેક લાલ રે;
દ્યો દાન દીન અનાથને, રાખી હૃદય વિવેક લાલ રે. પ૦ ૬
તજો વ્યસન સાતે તમો, તજો બોલવું જૂઠ લાલ રે;
નિંદા ઇર્ષા ચાડી સદા, દેજો દોષોને પૂંઠ લાલ રે. પ૦ ૭
વર્ષની અંદર કલહ કર્યા, કહ્યાં વચન વિરુદ્ધ લાલ રે;
ખમાવી સર્વ જીવને, કરો પડિકમણા શુદ્ધ લાલ રે. પ૦ ૮
એમ પર્યુષણ આરાધતાં, થાય કર્મ નિસ્તાર લાલ રે;
વીર ગુરૂ કરૂણા થકી, મળે શિવપુર દ્વાર લાલ રે. પ૦ ૯



## ૧૬૦ પર્યુષણ પર્વમાં કરણી કરવી વિષે

( ઝીણી આભ ઝબૂકે વિજળી રે—એ રાગ. )

આ પર્વ પર્યુષણ શાશ્વતું રે,
મહતા તેથી તેની મનાય;
શ્રાવકજી ભાવે પર્વ મલ્હાવજો રે. એ ટેક.
અનંત જિનોએ ઉપદેશીયું રે,
તે પર્વ ઇંદ્રાદિ ચ્હાય. શ્રા૦ ૧

રમવા જમવાનાં પર્વો છે ઘણાં રે,
એવાં કેઈ આવ્યાં કોઈ જાય; શ્રા૦
આ તો કર્મ છોડયાનું પર્વ છે રે,
એ પર્વ આરાધો સુખદાય. શ્રા૦ ૨

ખાંડણ પીસણ આદિ ત્યાગીને રે,
તજો ખાવી લીલોત્રી અખીલ; શ્રા૦
છંડો વ્યાપાર જૂઠ પ્રપંચના રે,
પાળો ત્રિવિધ ભાવે શીલ. શ્રા૦ ૩

છઠ અઠમ આદરો શાંતિથી રે,
કરો પ્રતિક્રમણ હંમેશ; શ્રા૦
પ્રતિલાભો ભાવે મુનિરાયને રે,
ભાવો ભાવના સુવિશેષ. શ્રા૦ ૪

ક્રિયા વિધિપૂર્વક કરી ખંતથી રે,
થાઓ આત્મ ધર્મ સન્મુખ; શ્રા૦
**વીર મુનિ** ગુરૂ ભક્તિ થકી રે,
જાયે જન્મો જન્મનાં દુઃખ. શ્રા૦ ૫



## ૧૬૧ પર્યુષણ પર્વમાં કરવાનાં કર્તવ્યો

( રાગ હિંડી. )

કરી કલ્પ શ્રવણ ભવ ભ્રમણ ટાળો,
ધરી ધર્મ ધ્યાન આતમ અજવાળો;
કરેલ પાપ સર્વ સંભારી બાળો,
ભવિકો ભાવથી ધર્મ માંહિ મ્હાલો. ૧

મુનિ નમન કરો ભાવે વારો વાર,
દિયો દાન ત્યાગીઓને ધરી પ્યાર;
સાહમી વાત્સલ્યથી તરો ભવપાર,
અભય દાનથી અભયતા થનાર. ૨

દીન દુઃખીની લેજો તમે સંભાળ,
અયાચકોના થાજો પ્રતિપાળ;
રીબાતાં પશુઓની લેજો નિત ભાળ,
સર્વ પ્રાણીના પ્રત્યે ધરો વહાલ. ૩

કરી પ્રભાવનાથી ધર્મને દીપાવો,
વિત્ત વાવરી માર્ગને મહાવો;
"વીર" શીખ આ અંતરે જગાવો.
ફરી મળશે ન જોગ રૂડો આવો. ૪



## ૧૬૨ પર્યુષણ પર્વની આરાધના

( અમારામાં અવગુણ રે મારા ગુરૂજીમાં ગુણ ઘણા રે જી—એ રાગ.)

પર્વ પર્યુષણ રે આરાધો ઉમંગથી રેજી,
ફરી ફરી મળશે ન નર તન નાવ;

સદ્‌ગુરૂ સંગે રે શાસ્ત્ર શ્રવણુ કરી રેજી,
સાર્થક કરો પુણ્યે મળેલ આ દાવ. પર્વ૦ ૧
મેલ કાઢી મનનો રે આતમ નિર્મલ કરો રેજી,
કંકાસ કષાયને કરી દૂર;
ઝેર વેર ત્યાગી રે ખટપટ કરી પરી રેજી,
સમતાથી ભરો આતમ ભરપૂર. પર્વ૦ ૨
સર્વ જીવોને રે ખમાવો ખરા ભાવથી રેજી,
મૈત્રી ભાવ ધરો સર્વ જીવ સાથ;
ખમાવ્યાની રીતી રે ઉદાઇ નૃપ પરે કરો રેજી,
તો જ રહેશે સમકિત રત્ન હાથ. પર્વ૦ ૩
શલ્ય કાઢી મનનાં રે પડિકમણા કરો રેજી,
દાનાદિક ભાવે કરો શુદ્ધ કામ;
વીર વર વાણી રે હૃદયમાં ધારતાં રેજી,
**વીર મુનિ** વરશે તે શિવ ધામ. પર્વ૦ ૪



## ૧૬૩ પર્યુષણ માહાત્મ્ય.

(હાંરે મારે ઠામ ધર્મના સાડા પચવીસ દેશ જો—એ રાગ)

હાંરે મારે પર્વ પર્યુષણ સર્વ પર્વ શિરદાર જો,
તીર્થંકર ગણધર મુનિવર એમ ભણે રે લોલ;
હાંરે ભવિ જીવો થાઓ ધર્મ કરણ ઉજમાલ જો,
ત્રિવિધ યોગે આરાધો પર્વ નિર્મલપણે રે લોલ. ૧
હાંરે કરો છઠ અઠમ ચાર ને પાંચના થોક જો,
વિવિધ તપથી આતમની વિશુદ્ધિ કરો રે લોલ;

હાંરે તજો ક્રોધ કષાયો ચારે મહા ચંડાલ જો,
સર્વથા નહિ તો આઠ દિવસ તમે પરિહરો રે લોલ. ૨
હાંરે કરો ભાવે વંદન ગુરુને એક સો આઠ જો,
સાધર્મી સેવાનો લાભ કહ્યો ઘણો રે લોલ;
હાંરે કરો પ્રભાવના ભલી જ્ઞાન ચરણ ઉપકરણ જો,
વીર ચરિત્ર નિસુણો નિત્ય શાસનપતિ તણો રે લોલ. ૩
હાંરે તજી લોભ લાલચ ને લઘુતા ધારી મન્ન જો,
વિત્ત વાવરો વિગતેથી મન મોકળે રે લોલ;
હાંરે ઘો દાન અભય ષટ કાયતણાં હિતકાર જો,
અજર અમર સુખ જેથી વેગે મળે રે લોલ. ૪
હાંરે કરો પૌષધ સંવર સામાયિક મન શુદ્ધ જો,
સર્વે જીવ સાથે કરો ખમત ખામણાં રે લોલ;
હાંરે નવ રાખો વૈર વિરોધ કોઈની સાથ જો,
દુશ્મનને પણ ગણજો હેતુ આપણા રે લોલ. ૫
હાંરે ગુરુ દેવ ધર્મને આરાધો ત્રિકાળ જો,
વારંવાર ન મળશે નર ભવ ફરી ફરી રે લોલ;
વદે છે **વીર મુનિ** એમ આરાધી મહા પર્વ જો,
સાર્થક કરજો નર જન્મ ઉર સમતા વરી રે લોલ. ૬



## ૧૬૪ પર્યુષણ વિષે.

( મારે સોના સમો રે સૂરજ ઉગીયો—એ રાગ. )

રૂડું પર્વ પર્યુષણ આવીયું, કરો ધર્મ સહુ નરનાર;
સર્વ પર્વમાં ઉત્તમ જાણીયે, એનો મહિમા શાસ્ત્રે અપાર. રૂ૦ ૧
આઠ દિવસ શાંતિમાં રહી, કરીયે પ્રતિક્રમણ દોય વાર;
પુણ્ય કાર્ય કીજે પ્રેમશું, એથી ઉતરીયે ભવપાર. રૂ૦ ૨

છઠ અઠમ તપસ્યા કીજીયે, પીજીયે આગમ રસ ખાસ;
કદિ કોની ઉપર નહિ ખીજીયે, દીજીયે દાન રાખી ઉલ્લાસ. રૂ૦ ૩
કલ્પસૂત્ર પવિત્ર જ સાંભળી, કરીએ આ જન્મ પવિત્ર;
વીરવાણી ઉતારો અંતરે, તરીયે ભવસિંધુ ખચિત. રૂ૦ ૪
દયા દાન ને તપ જપ વ્રત ઘણાં, ખુશી થઇને કરો સહુ ખાસ;
એથી શાસન શોભા પ્રગટશે, થશે જગતમાં સારો પ્રકાશ. રૂ૦ ૫
સંવત્સરી પડિકમણું કરી, મળી સંઘ સકળની સાથ;
ખામો ખમાવો મન વચ કાયથી, સહુ સાથ જોડી બે હાથ. રૂ૦ ૬
એમ પર્યુષણ પર્વ આવતાં, કરો ધર્મ ક્રિયા સુખકાર;
**વીર મુનિ** જન્મો જન્મનાં, થાયે કર્મ સર્વ સંહાર. રૂ૦ ૭



## ૧૬૫ પાંચ સમિતિની ગહુંલી.

(રાગ ગીતનો.)

ગુરૂજી મારા રે ઉતર્યાં બાગમાં, સાથે ચેલાનો પરિવાર રે;
સાસુજીના જાયા, ચાલોને જઈએ રે ગુરૂને વાંદવા.–એ ટેક.
નિર્લોભી નિર્લાલચી ગુરૂ, નિસ્પૃહી સાચા અણગાર રે; સા૦
ઈર્યા સમિતિએ ગુરૂજી ચાલતા, નીચી નજરે કરે વિહાર રે. સા૦ ૧
નિર્વદ્ય પ્રિય વાણી ઉચ્ચરે, સત્યથી રાખે વ્યવહાર રે; સા૦
એષણા ગવેષણા શુદ્ધ કરી, નિર્દુષણ લિયે છે આહાર રે. સા૦ ૨
વસ્ત્ર પાત્ર ને ઉપધિ જતનથી, લેઈ મુકે કરી વિચાર રે; સા૦
સૂત્રે કહેલ દુષણો તજી, કરતા મલાદિ પરિહાર રે. સા૦ ૩
એ પાંચે સમિતિથી ગુરૂ શોભતા, ઓપતા પાંચે આચાર રે; સા૦
**વીર મુનિના** ગુરૂને વાંદતાં, પામિયે અવિચલ દ્વાર રે. સા૦ ૪



## ૧૬૬ ગુરૂ સમીપે સ્તુતિ કરવાની ગહુંલી.

(પાટણ વાવી એળચી, એનાં ફુલ ગયાં ગુજરાત; ઝાલર વાગશે–એ રાગ.)

જૈન ધર્મ દિવાકરૂ, મારા ગુરૂજી જ્ઞાનભંડાર, ગુરૂજીને વાંદશું;
વાંદતાં હર્ષ વાધે ઘણો, સંઘમાં વરતે જયજયકાર. ગુરૂ૦ એ ટેક.

કઢાવે મિથ્યા વહેમને ગુરૂ, ફરી ફરી જગત મોઝાર; ગુ૦
આપ તર્યા આતમ બળે ગુરૂ, અન્યને તારણહાર. ગુ૦ ૧

રાત દિવસ રહે ગુરૂ ધ્યાનમાં, નહિ લોભ લાલચ લગાર; ગુ૦
સરલ જીવોને સમજાવવા, ગુરૂ બોધ દિયે છે અપાર. ગુ૦ ૨

પરોપકારના રે કારણે, ગુરૂ વિચરે દેશ વિદેશ; ગુ૦
પાંચે ઇંદ્રિયો વશ કરે, યતિ ધર્મને પાળે હમેશ. ગુ૦ ૩

કનક કામની ત્યાગીને ગુરૂ, લિયે નિર્દોષજ આહાર; ગુ૦
તે પણ લિયે ખટ કારણે, દેહભાડારૂપ નિઃસાર. ગુ૦ ૪

ગજ ગતિએ મુનિ ચાલતા, ઈર્યા શોધી મુકે પાય; ગુ૦
**વીર મુનિ** ગુરૂરાજ નમતા, પામે મોક્ષ સુખદાય. ગુ૦ ૫



## ૧૬૭ પ્રભુના નામની મહત્તા વિષે.

( સૈયર શીદને મેલે છે બાલા વેશમાં જો—એ રાગ. )

મારે સાચું ધન તો વીરનું નામ છે રે,
બાકી સર્વે જૂઠા ધન ધામ છે રે. મા૦ ૧

હીરા માણેક રત્ન ચિંતામણિ રે,
વીર નામ પાસે સવિ કાચની કણી રે. મા૦ ૨

ધર્યું રહેશે ધન ધરણી મધ્યે રે,
સાથે ચાલશે પ્રભુ નામ તો બધે રે. મા૦ ૩

ભલે ખરચો વાવરો મન મોકળે રે,
વૃદ્ધિ થાશે જુવો તેહજ પળે રે. મા૦ ૪
ગૌતમ જંબૂ સ્વામીએ નામ જાણિયું રે,
અવિચલ સુખ એણે માણિયું રે. મા૦ ૧
**વીર મુનિ** વીરનું નામ મન ધરો રે,
અક્ષય સુખ તેહથી વરો રે. મા૦ ૬



## ૧૬૮ સાચા સાસરાની ઓળખાણ વિષે.

(રાગ ઉપર મુજબ)

માજી હવે ન જાઈશ જૂઠા સાસરે રે,
સદા રહીશ જિનજીના આશરે રે. મા૦ ૧
માજી પહેર્યો અભંગ સત્ય ચૂડલો રે,
વળી પહેર્યો સમકિત રૂપી સાડલો રે. મા૦ ૨
જ્ઞાન ચોળી ચરણ શુદ્ધ ઘાઘરો રે,
શિયલ તિલક તપ પગ ઘુઘરો રે. મા૦ ૩
માજી ભાવનાં કુંડલ ને વ્રત હાર છે રે,
ત્યાગ ચૂડામણિ ને દાન નથ સાર છે રે. મા૦ ૪
માજી અખંડ સૌભાગ્ય તન ઝળહળે રે,
જૂઠી જગ જંજાલ હવે કોણ કરે રે. મા૦ ૫
માજી ઘેલી બની છું સંતસંગમાં રે,
જ્ઞાન ધૂન લાગી મારે રગે રગમાં રે. મા૦ ૬
માજી નાથ નિરંજન વીરના મળ્યા રે,
મારાં ભવોભવ દુઃખ દૂરે ટળ્યાં રે. મા૦ ૭



# ૧૬૯ શિયલ વિષે ગાવાની ગહુંલી.

( પુનમની ચાંદનીનો રાગ. )

શીલ રતન જતને બેની રાખીયે રે,
ફરી ફરી નહિ મળે આ અવતાર,
શીલ સુધારસ ભાવે કરી ચાખીયે રે,
જેથી લહિએ બેની ભવ જલ પાર. શી૦ એ ટેક.
(સાખી) બાલપણાથી પાળિયે, શીલ ધર્મ સુખકાર;
અવર ભૂષણ છે કારમાં, સાચો શીલ શણગાર;
શીલ ચુંદડી પહેર્યાથી રૂડાં શોભીયે રે,
સાસર પિયરમાં શોભાવન હાર. શી૦ ૧

(સાખી) બ્રાહ્મી સુંદરી મહાસતી, રાજિમતિ વરનાર;
સીતા કુંતા દ્રૌપદી, સુભદ્રા સુલસા સાર;
ચંદનબાળા ચૂલા દમયંતી મૃગાવતી રે;
શીવા પદમાવતી આદે થઈ અપાર. શી૦ ૨

(સાખી) કષ્ટ સહી ખલ જન તણાં, પાળ્યું શીલ નિશંક;
કીર્તિ લહી જગ ઉજળી, ટાળી નિજ કલંક;
પ્રહ ઉગ્યે ગાય ધર્મી નરો પ્રેમથી રે,
જેના નામે થાય સદા જયકાર. શી૦ ૩

(સાખી) ઝેર અમૃત થઈ પરણમે, નાગ હોવે ફુલમાળ;
અગ્નિ પાણી સમ હુવે, વાઘ હુવે મૃગબાળ;
શીલે સંકટ ટળે ને મળે સંપદા રે,
સુર અસુર નૃપાદિ ધરે પ્યાર. શી૦ ૪
(સાખી) ધર્મસ્થાન ને ઘર તજી, નવ જઈએ અન્ય દ્વાર;
સંગત રૂડા નર તણી, કરતાં વાધે સુવિચાર;

સામાયિક પોષા પડિકમણા એની કરો રે;
તજી પ્રમાદ વિકથા વળી ચાર. શી૦ ૫

(સાખી) નાણુ દર્શન ચારિત્રથી, ધરીએ પ્રીતિ અપાર;
તપ તપી નવ વાડથી, પાળો શીલ આચાર;
**વીર મુનિ** કહે શિયલ પ્રભાવથી રે,
નર નારી ઘણાં પામ્યાં શિવ દ્વાર. શી૦ ૬



## ૧૭૦ મહાવીરનો જન્મ વંચાયા બાદ પાલણું ગાવાની ગહુંલી

( પોથીઓ સવા લાખ સોનાની, હીરાની ઘુઘરી રે—એ રાગ. )

પાલણું સાવ રે સોનાનું સુંદર શોભતું રે,
પાલણે પોઢયા ત્રણ જગ કેરા રાય રે;
પાલણે ઝુલે વીરજી રે. એ ટેક.

પાલણે હીરાની ઘુઘરીયું મણિનાં ઝુમખાં રે,
રૂડી મખમલની ગોદડી બિછાય રે. પા૦ ૧

હીરે જડેલ કડામાં સાંકળું બાંધિયું રે,
સાંકળે સોનાની કડિયું ઝગમગ થાય રે; પા૦
કડિયું ચાલે ને નવનવા રાગ નિકળે રે,
જાણે પરિયો બેઠી ગીત ગાય રે. પા૦ ૨

પાલણું માણેક મોતી ને રતને ઓપતું રે,
ફરતી વેલો લીલમની મનુહાર રે; પા૦
ફુલની માળાઓ લટકે પાંચે રંગની રે,
ફુલ કમલનો પરિમલ અપાર રે. પા૦ ૩

ભૂતલ સ્ફટિક રતને જડિયું શોભતું રે,
કર્યાં ધૂપ ને અત્તર છંટકાવ રે; પા૦
રંગ રંગીલા ગાલિચા જાજમ ઉપરે રે,
તે પર પાલણું ગોઠવ્યું ચિત્ત ચાવ રે. પા૦ ૪

પાલણું દેવદુષ્ય વસ્ત્રે આછાદિયું રે,
રેશમ દોરી બાંધી ગુંથેલી સાર રે; પા૦
પાલણે અપ્સરા પરીઓની પુતળીયું રે,
જાણે સ્હામું જોતી દેતી આવકાર રે. પા૦ ૫

માથે ચાંદની ચંદ્રવો રૂડા બાંધિયો રે,
તેમાં પ્રાણીનાં ચિત્રોનો નહિ પાર રે; પા૦
બાજુ ચિતર્યાં ફળ ફુલ વેલ ઝાડવાં રે,
નિરખી નિરખી હરખે નર નાર રે. પા૦ ૬

પાલણે પોઢયો વીર રવિ પૂનમ ચંદલો રે,
ભાલથી પ્રગટે છે તેજનો અંબાર રે; પા૦
જોવા આવે નર સુરાસુર દેવતા રે,
થાય આનંદિત જોઈ પ્રભુ દેદાર રે. પા૦ ૭

પાલણું કોણુ રે લાવ્યું ને કોણે બાંધીયું રે,
કોણ સુહાગણ ઝુલાવનહાર રે; પા૦
પાલણું ઈંદ્ર લાવ્યા ને ઇંદ્રાણી બાંધીયું રે,
માતા ત્રિશલાજી ઝુલાવનહાર રે. પા૦ ૮

પાલણા પાસે ઈંદ્ર ઉભા કર જોડીને રે,
હરખે ઇંદ્રાણીઓ હાલરડાં ગાય રે; પા૦
પાલણાની ચોકી કરે કોટિ સુર ખંતથી રે,
પાલણું બાંધ્યું સિદ્ધાર્થ મહેલમાંય રે. પા૦ ૯

વીર પ્રભુનું પાલણું ગાય ને સાંભળે રે,
તેનાં પાપો તરત ટળી જાય રે; પા૦
**વીર મુનિએ વર્ણવ્યું વીરનું પાલણું રે,**
રહી ગુલાબ સંઘાતે સુખદાય રે. પા૦ ૧૦



## ૧૭૧ શ્રાવક ધર્મ વિષે પંદર તિથિ

( રઘુપતિ રામ હૃદયમાં રેજો રે.—એ રાગ )

સખી પડવે પરમ ગુરૂદેવ રે, શુદ્ધ માર્ગદર્શક સેવ રે;
તજી કાલ અનંતની ટેવ, નમો નિત્ય વીરજી સુખકારી રે. ૧
સખી બીજે બોધિ બીજ વરીયેરે, મિથ્યા દર્શનને પરિહરિયેરે;
સમકિત રતન ઉર ધરિયે. નમો૦ ૨
સખી ત્રીજે તીર્થંકર વાણીરે, ભણો ભાવ ધરી ભવિ પ્રાણીરે;
છે ગુણ અનંતની ખાણી. નમો૦ ૩
સખી ચોથે ચરાચર પ્રાણીરે, નિજ આતમની પરે જાણીરે;
હિંસા મ કરો દયા દિલ આણી. નમો૦ ૪
સખી પાંચમે પંચમે બેઠારે, નવિ બોલિયે વેણ જૂઠાંરે;
સત્ય વ્રત પાળો થઈ શેઠા. નમો૦ ૫
સખી છઠે છત અછતમાંરે, કુડાં માપ ન રાખીયે ઘરમાંરે;
ચોરેલ વસ્તુ ન ધરીયે કરમાં. નમો૦ ૬
સખી સાતમે શિયલ પાળોરે, પર નારીને દૂરથી ટાળોરે;
નવ વાડે આતમ અજવાળો. નમો૦ ૭
સખી આઠમે આઠને એક રે, કરો માન ધરી વિવેકરે;
ચાલો રાખી ધર્મની ટેક. નમો૦ ૮
સખી નોમે નર ભવ ધારીરે, ધરો ધારણા દિશા ચારીરે;
નવ જાશો કદી હદ બારી. નમો૦ ૯

સખી દશમે કર્માદાનરે, દુઃખકારી એ પાપનાં સ્થાનરે;
છવીસ બોલનું કરીયે માન. નમો૦ ૧૦
સખી અગ્યારસે અનર્થકારીરે, શસ્ત્ર વસ્ત્રની રાવઈ ઉતારીરે;
વેણુ વદો નિર્વંધ વિચારી. નમો૦ ૧૧
સખી બારસે અવ્રત બારરે, કરો ષટ કોટીયે પરિહારરે;
ધરો સામાયિક સુખકાર. નમો૦ ૧૨
સખી તેરસે દેશાવગાશીરે, કરો શ્રાવક પર્વ વિમાસીરે;
તજી નિદ્રા વિકથા ને હાંસી. નમો૦ ૧૩
સખી ચઉદશે ચઉદશ પાખીરે, કરો પોસા સુધારસ ચાખીરે;
શિવ વરશો અમર નામ રાખી. નમો૦ ૧૪
સખી પૂનમે પૂરણ ભાવેરે, વહોરાવો ગુરૂ ઘર આવેરે;
તો અશુભ કર્મ દૂર થાવે. નમો૦ ૧૫
સખી પંદર તિથિ એ સારરે, ભાંખ્યો શ્રાવક કેરો આચારરે;
**વીર મુનિ** શિક્ષા હિતકાર. નમો૦ ૧૬



## ૧૭૨ વીર પ્રભુના સાત વાર

( રાગ ઉપર પ્રમાણે. )

સખી આદિતે આદિત્ય કારી રે, નમું વીર પ્રભુ ગુણધારી રે;
જેણે તાર્યાં ઘણાં નરનારી, સિદ્ધાર્થ નંદ ઉરમાં રહેજો રે. ૧
સખી સોમે તે શીતલતાઈ રે, જેના મુખ પર ચંદ સવાઈ રે;
ખટ કાયના છે સુખદાઈ. સિ૦ ૨
સખી મંગલે મંગલ કરતા રે, મહિમંડલમાં પગ ધરતા રે,
કષ્ટ કર્મ ભર્મને હરતા. સિ૦ ૩
સખી બુધે તે બુદ્ધિના દાતારે, નંદ ત્રિશલાના જગત વિખ્યાતા રે,
આપી સદ્બુદ્ધિ કરતા સાતા. સિ૦ ૪

સખી ગુરૂએ તે ગુરૂ ગુણ ગાવો રે, નરભવનો લ્યો શુભ લાવો રે,
ફરી મળશે ન અવસર આવો. સિ૦ ૫
સખી શુક્રે સુકૃત કરી કામ રે, નિત ઉઠી જપો જિન નામ રે,
જેથી પામશો શિવપુર ધામ. સિ૦ ૬
સખી શનિયે સમતા વાળી રે, ક્રોધ માન માયા લોભ ટાળી રે,
રાખો આતમ ગુણ અજવાળી. સિ૦ ૭
સાતે વાર જે ભાવથી ગાશે રે, તેનાં પાપો સર્વ ટળી જાશે રે;
**વીર મુનિ** કહે છે ઉલ્હાસે. સિ૦ ૮



# પરિશિષ્ટ પ્રકરણ

## ૧૭૩ મરણ નિકટ સમયે દેવને ૧૦ ચિન્હ થાય તે વિષે

કરમાય [1] ફુલમાલ, [2] કલ્પતરૂ કંપ દેખે,
મ્હેલ ઘાટ અંગ [3] ઝાંખાં, નજરે જોવાય છે;
[4] આળસ અપાર આવે, નેનમાં ન [5] નિંદ માવે,
કામ [6] રાગભંગ અને, [7] દૃષ્ટિભ્રમ થાય છે;
ઉદરે રહેવું ભાળી, [8] દુગંચ્છાથી ઝૂરે ઘણું,
નાટકે [9] અરૂચી જાગે, આહાર [10] મુકાય છે;
**વીર મુનિ** દેવ ચ૦યે, દશ એવાં ચિન્હ થાય,
પછી માસ છયે મરી નર તિરિ જાય છે. ૧



## ૧૭૪ શ્રાવકોના ૧૨૪ દોષો વિષે

જ્ઞાનના આચાર આઠ, દર્શન પંચાતિચાર,[૧૪]
બાર વ્રત અતિચાર,[૮૮] પોણોસો પિછાણીએ;
સંથાર પંચાતિચાર,[૯૩] અવ્રત[૧૦૫] કહ્યાં છે બાર,
દર્શન ચારિત્રાચાર,[૧૨૧] આઠ આઠ જાણિયે;
ત્રણ છે વીર્યાતિચાર,[૧૨૪] એકસો ચોવીસ દોષ,
ટાળીને ષડાવશ્યક, હોય ટંક આણિયે;
**વીર મુનિ** દાખ્યા દોષો શ્રાવકોની ક્રિયા તણા,
આતમવિશુદ્ધિ હેતે શાસ્ત્રથી પ્રમાણિયે. ૨



## ૧૭૫ ૧૮૨૪૧૨૦ મિચ્છા મિ દુક્કડં વિષે

પાંચસો ત્રેસઠ ભેદ, જીવોના પિછાણ્યા પછી,
અભિહયા દશધાથી, દશગુણા કીજીયે;
રાગ દ્વેષે દ્વિગુણા ને, યોગથી ત્રિગુણા ગુણી,
કરણે ત્રિગુણા તેમ, કાલે ત્રિગુણીજિયે;
પંચ ઈષ્ટ આતમની, સાક્ષી છએ ગુણા કરી,
છેવટ સંખ્યાની રીત, આવી રીતે લીજીયે;
નવ નવ લક્ષ દેવ[૨૪]–સહસ્ર એકસો વીશ,
મિચ્છા મિ દુક્કડં સદા, **વીર મુનિ** દીજિયે. ૩



## ૧૭૬ ૨૩ વિષય ને ૨૫૨ વિકારો વિષે

સ્પર્શથી ચઢતી અક્ષે આઠ ખટ હોય પાંચ,
ત્રણ વિષયોની સંખ્યા, ત્રેવીશ વખાણી છે;
સચિત્ત શુભ ને રાગ, ત્રણ હોય હોય ભેદ,
સ્પર્શ જીભ આંખ તણી, રીત એ પિછાણી છે;
સચિત્ત રાગથી ઘ્રાણ, શુભ રાગ થકી કાન,
ગણવાની એવી યુક્તિ, જ્ઞાનીયે પ્રમાણી છે;
છન્નુ બહુતેર સાઠ, બાર બાર મળી એમ,
વિકારો બાવન બસો, **વીરે** સંખ્યા આણી છે. ૪



## ૧૭૭ સાધુના ૮૬ અતિચાર વિષે

[૧૪] જ્ઞાન ચૌદ શ્રદ્ધા [૧૯] પંચ, પચ્ચીશ [૪૪] વ્રતાતિચાર,
હોય [૪૬] નિશિ ભક્તથી તો, ચારિત્ર હણાય છે;
પ્રવચન પ્રત્યેકના, દ્રવ્યાદિક ચાર ભેદ,
મળીને [૭૮] બત્રીશ એ તો, વિચારે જણાય છે;
[૮૩] સંત્થાર પંચાતિચાર, ગણાય છે તપ માંહિ,
[૮૬] વીર્ય અતિચાર ત્રણ, શાસ્ત્રથી ભણાય છે;
વીર વાણી આધારથી, **વીર મુનિ** કહી વાત,
સાધુ અતિચાર સંખ્યા, છયાશીની ગણાય છે. ૫



## ૧૭૮ કેવો સ્વભાવી માણસ કઈ ગતિથી આવેલ છે તે વિષે.

ક્રોધી[૧] બંધુ રંક [૨]હંત, નિર્દયી[૩] મૂરખ[૪] સંગી,
કટુવાણી[૫] ભયી[૬] ક્રૂર[૭] નરકથી આયો છે;
[૧]ભુખાળુ ને [૨]માનહીન, કપટી[૩] અશક્તિવંત[૪],
એદી[૫] ઠગ[૬] [૭]ભાનહીન, પશુથી ગવાયો છે;
[૧]દાની મિષ્ટ વાણી[૨] નમ્ર[૩], [૪]તત્ત્વરૂચિ ભક્તિ[૫] અતિ,
[૬]મિષ્ટભોજી બદ્ધિવંત[૭], દેવથી જણાયો છે;
દક્ષ[૧] દાંત[૨] **વીર** મુનિ, દયાળુ[૩] નિમોની[૪] દાની[૫],
સરલ[૬] [૭]વિચારધર, નરથી મનાયો છે. ૬

## ૧૭૯ જૈનેતર શાસ્ત્રમાં ત્રણ રીતે ૧૮ ભાર વનસ્પતિ કલ્પેલ છે તે વિષે.

આડત્રીશ કોટિ લક્ષ--અગ્યાર હજાર બાર,
નવસેં સિત્તેર મણે, ભારની એ વાણી છે;
ફળ વિના ચાર[૪] ભાર, ફુલ ફળ વાળી આઠ[૧૨],
વલ્લી તણી ખટ[૧૮] ભાર, હરિત પ્રમાણી છે;
કટુ ચાર[૪] ખારી ત્રણ[૭], તીખી બે[૯] મધુરી ત્રણ[૧૨],
ખાટી એક[૧૩] કસાળી બે[૧૫], એક વિષ[૧૬] જાણી છે;
વિષ વિણુ હોય[૧૮] વળી, કંટ[૩]ચકંટી[૬] સુ[૧૨] દુ[૧૮] ગંધી,
ત્રિ ત્રિ છ છ ભાર **વીર**, ત્રિધા રીત આણી છે. ૭

( લોકપ્રકાશાદિ ગ્રંથોમાં અન્યદર્શનીની અપેક્ષાએ ૧૮ ભાર વનસ્પતિ કહી છે )

## ૧૮૦ ઉંચે નીચે એકેક રાજ ક્યાં થાય તે વિષે.

સુધર્મે છે એક રાજ, માહેંદ્રે છે બીજો રાજ,
છઠે ત્રીજો આઠમે છે–રાજ ચોથો જાણિયે;
અચ્યુતે પંચમો રાજ, અનુત્તરે છઠો રાજ,
તે પર લોકાંતે રાજ, સાતમો પ્રમાણિયે;
સાત રાજ ન્યૂન માને, ઊર્ધ્વ લોક કહ્યો **વીર**,
ચઢતે વધતું સુખ, શાસ્ત્રથી પિછાણિયે;
એકેકી નરક લગ, એકેકો છે રાજ મગ,
અધો લોક સાત રાજ–ઝાઝેરો વખાણિયે. ૮



## ૧૮૧ ચૌદ રાજમાંના એક રાજના માન વિષે.

આડત્રીશ કોટિ લક્ષ–અગ્યાર હજાર બાર,
નવસેં સિત્તેર મણે, ભાર તો ભણાય છે;
એવા શત ભાર લોહ, અનલે છ માસ ટીપી,
ઘન ગોળો કરી દેવ, મુકયે સજ્જ થાય છે;
સુધર્મથી કરી બલ, નાખે નર લોક તલ,
આવતા આવતા ખટ–માસે થલ આય છે;
હવાના ઘસારા થકી, આમલ પ્રમાણ રહે,
એવો **વીર** રાજ માન, શાસ્ત્રથી જણાય છે. ૯



## ૧૮૨ કન્યાનો સંબંધ કેવા વર સાથે ન કરવા વિષે.

હીન કુલજાતિ[1] લોભી[2], પિતરરહિત[3] રોષી[4],
ત્રિયા સુતયુત[5] હોત, આળસુ[6] નિહાળજે;
ઠંડા[7] ને વિચારહીન[8], વિકલાંગી[9] રોગગ્રસ્ત[10],

૧૧ ૧૨ ૧૩ ૧૪
કુરૂપ ભ્રમિત ક્લીબ, અપવાદી ટાળજે;
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯
વ્યસની વિદેશી શૂર વૈરાગી ને વૈરી ઘણા,
૨૦ ૨૧ ૨૨ ૨૩
વિત્ત ઘર જત્થા હીન, વય વધુ ભાળજે;
૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮
કુત્સિત સ્વભાવી ક્રૂર, ઉદાસી કુઅંગી ઋણી,
એવા વર જોઈ **વીર**, કન્યા નહિ આલજે. ૧



## ૧૮૩ વરનો સંબંધ કેવી કન્યા સાથે કરવા વિષે.

૧ ૨ ૩ ૪ ૫ ૬
સમ જાતિ કુલ ધર્મ, સરલા પ્રેમાલ નર્મ,
૭ ૮ ૯ ૧૦ ૧૧
વિદ્યા ક્ષમા શીલ શર્મ, સાચી એતા ખાળવા;
૧૨ ૧૩ ૧૪ ૧૫
વિનયી લક્ષણ રૂડાં, નિરોગી ઇંદ્રિય પૂરી,
૧૬ ૧૭ ૧૮ ૧૯
સમ વય તન મન, પાક ગુણ ભાળવા;
૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬
મૂઢી હઠી જૂઠી નિંદ્રી, તંદ્રી કટુભાષી રોષી,
૨૭ ૨૮ ૨૯ ૩૦
સ્થૂલા કૃશી તનખોટી, ઉદાસી સંભાળવા;
૩૧ ૩૨ ૩૩ ૩૪ ૩૫
ઉથડેલી ઉખડેલી, રસાસક્તી માની કામી,
કન્યા ગુણ કહે **વીર**, લેનારે નિહાળવા. ૨



## ૧૮૪ પૂર્વે કરેલા પુણ્યનાં ફળ વિષે.

૧ ૨ ૩ ૪ ૫
મનુષ્ય સુજાતિ કુલ, લાંબું આયુ પૂરી અક્ષ,
૬ ૭ ૮
નિરોગી અંગ ને રૂપ, લાવણ્ય અપાર છે;
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
સંપત્તિ સૌભાગ્ય વિદ્યા, યશ સંપ રાજમાન,

વ્યસન[૧૫] ન અંશ લેશ, સ્વભાવ[૧૬] ઉદાર છે;
ધન[૧૭] ધાન[૧૮] ધામ[૧૯] ધરા[૨૦], પુત્ર કુટુંબનું[૨૧] સુખ,
આદેય વચન[૨૨] પામે, લહે અધિકાર[૨૩] છે;
સુસ્વર[૨૪] પ્રિયતા[૨૫] જગ, બલ[૨૬] લાભ[૨૭] સતસંગ[૨૮],
પુણ્ય તણાં ફળ **વીર**, પૂર્વોક્ત પ્રકાર છે. ૩



## ૧૮૫ પડેલ સ્વભાવ ન મટયા વિષે.

ચંદ્રથી ચકવી દુઃખ, સૂર્યથી ઉલૂક દુઃખ,
મેઘથી જવાસા દુઃખ, શ્વાન દુઃખ ક્ષીરથી;
સાકરથી ખર દુઃખ, ખારેકથી અશ્વ દુઃખ,
દ્રાખ ખાતે કાગ દુઃખ, જ્વરીને સમીરથી;
ચાંદનીથી ચોર દુઃખ, ઘૃતથી ત્રિદોષી દુઃખ,
ક્ષાર જલ તણા મચ્છ, મરે મીઠા નીરથી;
સુખ લહે જેથી **વીર**, તેથી તેને દુઃખ થાય,
પડેલ સ્વભાવ કદી, ટળે ન નજીરથી.



## ૧૮૬ આઠ અવગુણનો ધણી એકલ વિહારી થાય તે વિષે.

આઠ અવગુણ ધારી, એકલ વિહારી હોત,
પ્રથમ વિષય દોષ, તજે ન શિખાયો હે;
દ્વિતીય કષાય દોષ, તૃતીય સ્વચ્છંદ ઓર,
હીન બુદ્ધિ ચતુર્થ હી, માને ન પઢાયો હે;
પંચમ અસન ગૃદ્ધિ, છઠે અવિનયવંત,
નિંદક વિકલ મિલ, અષ્ટ હી કહાયો હે;

એસે કલિ કાલ હી મેં, એકિલે વિહારી બને,
**વીર મુનિ** ગ્રંથાંતરે, ભાવ યે લિખાયો હે.



## ૧૮૭ ચાય તજવા વિષે.

*ટેનીક[૧] એસીડ ઝેર, ક્ષિણ[૨] ધાતુ બળહીણ[૩],
લોહી તણું પાણી[૪] કરે ગર્ભમાં બફાય[૫] છે;
યાદશક્તિ[૬] ઘટે શિર-મંદ[૭] ને સ્વલ્પાયુ[૮] બને,
રસના બેસ્વાદી[૯] થાય, સ્વભાવ ચિડાય[૧૦] છે;
અસ્થિર વિચારી[૧૧] બને, ઢીલી છાતી[૧૨] પડી જાય,
પકડે પીળાશ[૧૩] અંગ, ઓજસ[૧૪] પુલાય છે;
પાચન[૧૫] રોકાય શક્તિ, અન્નની અરૂચિ[૧૬] જાગે,
અજીરણ[૧૭] તંદ્રા[૧૮] અંગે, પગ ઢીલા[૧૯] થાય છે. ૧
કેશ[૨૦] શ્વેત દંત[૨૧] પડે, વીર્ય વારિ[૨૨] સમ કરે,
ધાર્યું ધર્મ[૨૩] થાય નહિ, ચ્હેરો કરમાય[૨૪] છે;
આંખતેજ[૨૫] ઉંઘ[૨૬] ઘટે, બંધોચ[૨૭] ને મસા[૨૮] વ્યાધિ,
ત્વચાના રોગને સદા, આહ્‌વાન[૨૯] અપાય છે;
ચેપી પાત્રે ચેપી[૩૦] રોગ, હાર્ટફેલ[૩૧] રોગ મૂલ,
ચાથી પેદા થાય પાપ, પીનારને[૩૨] આય છે;

* એ નામનો પદાર્થ જે હોજરીમાં પાચનશક્તિનો રસ પેદા થાય છે તેને ઓછો કરી નાખનાર.

ખર્ચો[૩૩] વધે કૃપી[૩૪] બને, એવા દોષો તણી માય,
**વીર** હિંદ માટે ચાય, અધમ મનાય છે. ૨



## ૧૮૮ એક ક્રોડ સાડી સતાણું લાખ કુલ કોડીની સંખ્યા

એકેંદ્રિય પંચ ક્રમે, બાર સાત ત્રણ સાત,
અઠ્યાવીશ વિકલાબ્ધિ, આઠ નવ જાણિયે;
જલ[૧] થલ[૨] ઉર[૩] ભૂજ[૪], ખગ[૫] સાડીબાર[૧] દશ[૨],
દશ[૩] નવ[૪] બાર[૫] લાખ, ક્રમથી પિછાણિયે;
નર બાર લાખ વળી, દેવની છવીશ લાખ,
નારકી પચ્ચીશ લાખ, કુલ સંખ્યા ઠાણિયે;
ક્રોડ ને સતાણું લાખ–પચાસ હજાર પર,
**વીર મુનિ** કુલ કોડી, સંખ્યા એમ આણિયે. ૧



## ૧૮૯ ઇંદ્રોનું કરેલ સમવસરણ કેટલો કાલ રહેવા વિષે.

આઠ[૧] દિન પક્ષ[૨] માસ[૩], માસ[૪] બે ને ચાર[૫] માસ,
ક્રમે સ્વર્ગ ઇંદ્ર પંચ, નીતિ એ થપાણી છે;
શેષેંદ્ર ખગેંદ્ર ક્રમે, દશ દિન પક્ષ રહે,
ત્રિગડા રચ્યાની એતી, સ્થિતિ તો પ્રમાણી છે;
સામાન્ય[૧] વિશેષ[૨] હોય ભેદ સમોસરણના,
અંત બાર વાર સંખ્યા, આદિ અપ્રમાણી છે;
મિથ્યાત્વ હટાવા ઇંદ્ર, સમોસરણને રચે,
એમ ગ્રંથ દેખી યુક્તિ, **વીર મુનિ** આણી છે. ૧

**–: સમાપ્ત :–**

